સ્વ. પરી. લલ્લુભાઈ પ્રેમાનંદદાસનું

સંક્ષિપ્ત જીવનચરિત્ર.

અને



# દ્વાદશાનુપ્રેક્ષા

(ભાષાંતર સહિત)

સંગ્રાહક અને પ્રકાશક—

ચંપાવતી, વિધવા પરી. લલ્લુભાઈ પ્રેમાનંદદાસ

ડાયમંડ બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

ગુજરાતના વીસા મેવાડા બંધુઓ તથા અન્ય દિ. જૈન

બંધુઓની સેવામાં જ્ઞાન પ્રચારાર્થે સપ્રેમ

ભેટ.

ૐ

# સ્વ. પરીખ લલ્લુભાઈ પ્રેમાનંદદાસ એલ. સી. ઈ. ના જીવનની ટુંક નોંધ

અને

# દ્વાદશાનુપ્રેક્ષા અર્થાત

## બાર ભાવનાનું સ્વરૂપ.




સંગ્રાહક અને પ્રકાશક—

ચંપાવતી, વિધવા પરી. લલ્લુભાઈ પ્રેમાનંદદાસ

ડાયમંડ બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.





વીર સં. ૨૪૫૦] પ્રત ૭૦૦ [ઇ. સ. ૧૯૨૪




ગુજરાતના વીસા મેવાડા બંધુઓ તથા અન્ય દિ. જૈન બંધુઓની સેવામાં જ્ઞાન પ્રચારાર્થે સપ્રેમ

ભેટ.

# નિવેદન.

મારા પૂજ્ય પતિ પરી. લલ્લુભાઇ પ્રેમાનંદાસ એલ. સી. ઇ. નું સં. ૧૯૭૫ ના જેઠ સુદ ૪ ને દિને આબુથી પાછા ફરતાં ટ્રેનમાં અચાનક અવસાન થયેલું તે સમયનો ચિતાર જોતાં મારા મનમાં એમ થયેલું કે અરે ! આ સંસાર કેટલો અનિત્ય છે કે ઘડીમાં શું હતું ને શું થઇ ગયું માટે દરેક જીવે આ સંસારની ક્ષણિકતા સમજીને જે કંઇ સુકૃત કાર્ય કરવું હોય તે વિલંબ ન કરતાં કરીજ દેવું જોઇએ આથી મને વિચાર થયેલો કે સંસારની અનિત્યતા આદિ બાર ભાવનોનું સ્વરૂપ જે આપણા જૈન શાસ્ત્રોમાં વર્ણવેલું છે, તે જો ગુજરાતી અર્થ સાથે પ્રકટ કરવામાં આવે તો ગુજરાતના ભોળા દિ. જૈન બાઇઓના મન પર તેની સચોટ અસર થાય તેથી મારા પૂજ્ય કાકા શ્રીયુત મુલચંદ કસનદાસ કાપડિયાની સલાહ પ્રમાણે શ્રી સોમદેવસુરિ વિરચિત દ્વાદશાનુપ્રેક્ષા (બાર ભાવનાનું સ્વરૂપ) ગ્રંથ જે હિન્દી અર્થ સહિત કલકત્તાની જૈન સિદ્ધાંત પ્રકાશિની સંસ્થા તરફથી બહાર પડેલ છે તેનું ગુજરાતી ભાષંતર મારા પૂજ્ય પિતાશ્રી શ્રીયુત જીવણલાલ કસનદાસ કાપડિયા પાસે તૈયાર કરાવ્યું અને મારા પૂજ્ય પતિના જીવનની ટુંક નોંધ જેટલી તેમણે પોતે લખેલી હતી તે તથા બાકીની મારી અલ્પમતિ અનુસાર આપ્તતેમથી સંગ્રહ કરીને વિચાર કર્યો કે જો એ જીવનચરિત્ર બાર ભાવનાના ગ્રન્થ સાથે બહાર પડે તો બહુ ઉપયોગી થાય, તેથી આ અલ્પ ભેટ ગુજરાતના જૈનબંધુઓ અને બ્હેનોને ચરણે ભેટ ધરવાને હું ભાગ્યાશાળી થઇ છું.

જો કે આ વિચાર અમલમાં લાવતાં પાંચ વર્ષનો ગાળો નિકળી ગયો છે, જે માટે સર્વે વાંચકોની હું ક્ષમાપ્રાર્થી છું તોપણ મારી માન્યતા છે કે ગમે તે સમયે પણ એની ઉપયોગોતા કંઇ ઓછી થવાની નથી.

આ પુસ્તક પ્રગટ કરવામાં જે જે ઉપયોગી સલાહ અને મદદ મારા પુજ્ય પિતાજી (જીવણલાલ કસનદાસ કાપડીઆ) અને કાકાજી (મુળચંદ કસનદાસ કાપડીયા) તરફથી મળી છે તેમની હું અત્યંત રૂણી છું કેમકે તેમની સલાહ અને મદદ શિવાય હું આ પ્રયાસમાં ફળીભૂત થઇ શકતજ નહિ.

આ પુસ્તકની આશરે ૪૦૦ પ્રતો સં૦ ૧૯૮૦ ના વૈશાખ માસના લગનગાળા પ્રસંગે સોજીત્રામાં એકઠા થયલા સર્વે મેવાડા ભાઇ બ્હેનોમાં ભેટ વ્હેંચવામાં આવી છે; અને બાકીની પ્રતો પણ ગુજરાતના દિ. જૈનોમાં માત્ર પોષ્ટેજ ચાર્જ લઇને ભેટ મોકલવામાં આવશે, માટે પોષ્ટથી મંગાવનારે બે આનાની ટીકીટ બીડી નીચેને સ્થળેથી મંગાવી લેવું.

અંતમાં આ અલ્પ પ્રયાસમાં જે કંઇ ત્રુટિ રહી ગઇ હોય; તે માટે વાચકોની ક્ષમા ઇચ્છી આ ટુંક નિવેદન પૂર્ણ કરીશ.

નિવેદક:—**ચંપાવતી,**

**વિધવા મરી. લલ્લુભાઈ પ્રેમાનંદદાસ એલ. સી. ઇ.**

ડાયમંડ બિલ્ડિંગ પ્રિન્સેસસ્ટ્રીટ,—મુંબઇ.



# પ્રસ્તાવના.

આ દુઃખમય સંસારમાં જન્મવું તો તેનુંજ સાર્થક હોય છે કે જેણે પોતાનું જીવન કોઇ ને કોઇ રીતે પરોપકારમાં વાપર્યું હોય. એવા પરોપકારી જીવન ગાળનારા પણ ઘણાજ થોડા નીવડે છે. સ્વાર્થી તો દરેક જણ હોય છે, પણ સ્વાર્થમાંહે બહુ ફેર હોય છે. પોતાનો સ્વાર્થ સાથે પરમાર્થનો પણ વિચાર કરનારા કોઇ કોઇ વિરલાજ હોય છે. સ્વાર્થીની યાદી તેના મરણબાદ ભાગ્યેજ રહે છે અને કવચિત કોઇની રહે તો તે પણ લાંબા વખત સુધી નહિંજ. પરંતુ **પરમાર્થીની યાદ લાંબા કાળ સુધી રહે** છે. આપણે તીર્થંકરોને યાદ શા માટે કરીએ છીએ? મુનિઓ, ભટ્ટારકો, પંડિતો, રાજાઓ કે પછી સાધારણ મનુષ્યોને જો હંમેશા યાદ કરવામાં આવતા હોય તો તે માત્ર તેમના પારમાર્થિક ગુણને લીધેજ, બાકી એવા અગણિત ભટ્ટારકો, પંડિતો, રાજાઓ, ધનાઢ્યો કે પછી સાધારણ મનુષ્ય હોય. પણ જો તે સ્વાર્થી જીવન ગુજારી આયુષ્ય પૂર્ણ કરી ગયા હોય તો તેનું માત્ર નામ લેતાં પણ કેટલીક વખતે સંકોચ થાય છે. એનું કારણ શું? નામ લેવાથી શું નુકશાન થતું હશે? પરંતુ નામ લેવામાં પણ ગુણ કે દોષ જરૂર રહેલા છે. જો એમ ન હોત તો શા માટે શાસ્ત્રકારો, તીર્થંકરો, મુનિઓ, આચાર્યો વીગેરેનું પુજન અને સ્તુતિ કરવાનું ફરમાવત? જિનસેન, ઉમાસ્વામી, કુંદકુંદાચાર્ય કે બીજા આચાર્યોની સ્તુતિ ગ્રંથારંભમાંજ વિદ્વાનો શા માટે કરત? અને શા માટે રાવણ, દુર્યોધન, કંસ, વિગેરેના નામો સ્તુતિરૂપે કે સાધારણ શુકન તરીકે પણ બોલી લેતા નથી?

શા માટે લોકો આંબા અને વડનો આશ્રય લેતા હશે? અને શા માટે તાડ અને આંબલીનો આશ્રય લેતા નહી હોય? જો આ દરેક બાબતોનો વિચાર કરીએ તો તેમાં મુખ્યત્વે કરીને પારમાર્થિક ગુણનીજ કદર કરાયલી છે એમ ચોખ્ખું જણાઇ આવે છે. જીવનચરિત્ર લખવાનો કે જાણવાનો પણ એજ ઉદ્દેશ હોવો જોઇએ, કેમકે જેવા સદ્‌ગુણી અને પરમાર્થી પુરૂષોના સત્કાર્યો જાણવામાં આવે, તેવા સદ્‌ગુણી અને પરમાર્થી થવાનું મન વાંચકને થાય, અને તેથી પોતામાં તેવા ગુણોની ન્યુનતા હોય તો તે ગુણો ઉત્પન્ન કરવાને પોતાથી બનતું કરી શકે. દરેક માણસને સારા અને સદ્‌ગુણી થવાનું નથી ગમતું એવું કાંઇ નથી, પરંતુ પોતાના દુર્ગુણો પોતે જાણી શકતા નથી અથવા જોઇ શકતા નથી અને કદાચ જાણે છે તો જેમ દર્પણની મદદ વિના પોતાના ચહેરાની એબ માલમ પડતી નથી પણ દર્પણમાં ચહેરો જોવાથી માલમ પડે છે, તેમ સત્‌પુરૂષોના જીવનનાં દ્રષ્ટાંતથી પોતાના દુર્ગુણો માલમ પડી તે દૂર કરવાનું સુઝે છે.

પ્રિય વાંચકો! આપ સન્મુખ એવાજ એક સદ્‌ગુણી, પરમાર્થી, નિષ્પક્ષપાતી, નિર્લોભી, માયાળુ અને દયાળુ પુરૂષનું જીવનચરિત્ર રજુ કરવા ઉચિત ધાર્યું છે. તેઓ ગુજરાતના દિગંબર જૈનોમાં સારી કેળવણી પામેલા, ધાર્મિક લાગણીવાળા, દીન દુખી ઉપર દયાની વૃષ્ટિ કરનારા, ઉધરતી વયના બાળક બાળિકાઓને ઉચ્ચ કેળવણી અપાવવાના ઉત્સુક, વિધવાઓની જીંદગી ધાર્મિક રસ્તે વાળવાની જીજ્ઞાસા ધરાવનાર, કજીયા કંકાશથી દુર રહેનાર અને સલાહ પૂછનારને ખરો માર્ગ દેખાડનાર વ્યક્તિ હતા તેમજ તોની નોકરી આપણી ગવર્નમેંન્ટના નામચીન (કેમકે એ ખાતામાં

ખીસાંખાતું સારું ચાલે છે એમ કહેવાય છે) ઇન્કમટેક્ષ ખાતામાં હોવા છતાં કમળ જેમ જળમાં રહેવા છતાં જળથી અલિપ્ત રહે છે તેમ સત્યમાર્ગે ચાલી, નિર્લોભી રહી છેવટ સુધી પ્રજાની પ્રીતિ સંપાદન કરી નોકરી ચાલુ રાખી હતી. અને તેથીજ તેમની યાદ આજે પણ મુંબઇની પ્રજામાં જળવાઇ રહી છે. બાકી જો એવાં માયાવી ખાતામાં રહી ખીસાં ભરપુર કરી લોકોને રંજાડયા હોત તો તેમનું નામ પણ કોઇ લેત નહીં. અને તેમની પુંઠ પછવાડે પણ સેંકડો ગાળોનો વરસાદ વરસતો હતે. બદદાનતથી મેળવેલો પૈસો લાંબો સમય ટકતો નથી કેમકે તેમાં હૃદયની ખરી હાય ! લાગેલી હોય છે.

આપણી કોમના પરમ ઉદ્ધારક અને દાનવીર શેઠ માણેકચંદ હીરાચંદ જેવાના પણ એઓ એક સાચા સલાહકાર અથવા પરમમિત્ર હતા અને એમની સાથેનો સંબંધ પિતાપુત્ર જેવો હતો. એમની સલાહથી અને ઉપદેશથીજ શેઠજીની રૂચિ વિદ્યાદાન તરફ વિશેષ વળી હતી, બોર્ડિંગો, શ્રાવિકાશ્રમ, પરીક્ષાલય વગેરે ખાતાંઓ હસ્તિમાં આવ્યા હતા, અને શેઠજીના દરેક ખાતાઓમાં ટ્રસ્ટી તરીકે પણ એમનું નામ જોડાયલુંજ હતું. અને મરણ પર્યંત પોતાથી બનતી સેવા તેતે ખાતામાં આપતા રહ્યા હતા. એમના મરણથી એ ધાર્મિક ખાતાંઓએ પોતાનો સાચોમિત્ર ગુમાવ્યો છે એમાં શક નથી. અને હાલ પણ એમની ગેરહાજરીની તાણ ઘણી વખત જણાય છે. એઓ બહુ હિંમતવાન અને વગવશીલાવાળા હોવાથી કઠણ કાર્ય પણ નિર્વિઘ્ન અને સહિસલામત પાર ઉતારી શકતા. આવા એક બાહોશ અને નિખાલસ મિત્રનું મરણ દિગંબર જૈનોને સાલે તો તેમાં શું અજાયબ જેવું છે ? તેમના મરણથી ગુજરાતના જૈનોને તો ખરેખરી

ખોટ જણાય છેજ. એમની જ્ઞાતિમાં પણ એઓના મરણની ખોટનો ખાડો હજી પણ દરેક જણને જણાય છે. એમના જન્મ સ્થાન બોરસદમાં પણ પાંજરાપોળ, દવા વિગેરે જાહેર સેવાના ખાતાંઓ સ્થાપવામાં અને નિભાવવામાં એઓનો મુખ્ય હાથ હોવાથી એમની ખોટ ગામવાસીઓને પણ જાણાય છે.

પ્રિય વાંચકો! આ વ્યક્તિ કોણ તે તમો સમજી ગયા હશોજ. તેમ છતાં મારે જણાવવું જોઇએ કે એ વીરનર તે **શ્રીયુત લલ્લુભાઇ પ્રેમાનંદદાસ પરીખ એલ. સી. ઇ.** હતા. એમણે પોતે પોતાની હયાતિમાં કેટલીક જીવનની નોંધો પોતાને હાથે ટાંકેલી તે બુક તેમના મરણ બાદ તેઓના જ્યેષ્ઠબંધુ ચુનીલાલે અમોને આપી તે વાંચી જોતાં તેમાંની ઘણી બાબતો એવી જણાઇ કે તે પ્રગટ થવાથી તેમના વિચારો અને નીતિ પોતે ગવર્નમેંટ સર્વંટ હોવા છતાં તેમજ એક ગદબદીયાં થાય એવાં મશહુર ખાતામાં હોવા છતાં પણ પોતાનું દીલ "જર દેખીને મુનીવર ચળે" એવું નહીં થવા દેતાં છેવટ સુધી સત્યનિષ્ઠ રહી પોતાની કીર્તિ અમર કરી ગયા છે. બાકી જો તેઓએ લોભને વશ થઇ, કીર્તિને ઠોકર મારી માત્ર પૈસો એજ પરમેશ્વર ધારી અનાતિથી ખીસાં ભર્યાં હોત તો એમણે હજારો રૂપીયા લોકો પાસે ઓકાવ્યા હોત, પરંતુ એ સત્યનિષ્ઠ પુરૂષ એવા હોય! ના પૈસાને હાથ લગાડવો તે કસાઇનું કૃત્ય છે એમ ગણી તેનાથી દૂરજ રહ્યા હતા અને તેથીજ આજે પણ તેમના ગુણ ગવાઇ રહ્યા છે અને તેજ કારણે આ અનુકરણીય જીવનચરિત્ર પ્રકટ કરવાનું ઉચિત ધાર્યું છે.

પ્રકાશક.





बोरसदनिवासी स्वर्गवासी—

**परीख लल्लुभाई प्रेमानंददास एल. सी. ई. मुंबाई.**

**जन्म—** संं० १९३३ जेठ वद ८.

**स्वर्गवास—** सं० १९७५ जेठ सुद ४.

"जैनविजय" प्रेस–सुरत।



श्री वीतरागाय नमः ।

# સ્વર્ગીય શ્રીયુત—

# લલ્લુભાઈ પ્રેમાનંદદાસ પરીખ

ના

# જીવનની ટુંક નોંધ.

[આ પહેલાં એક રોજનીશી:નોંધ (ડાયરી) બુક રાખવામાં આવેલી જેમાં પ્રસંગોપાત બનતા બનાવો લખવામાં આવ્યા હતા પરંતુ તે ભુલચુકમાં એવા ઠેકાણે પડી ગઇ હતી કે તે થોડો વખત વિસ્મૃતિમાં પડી ગઇ ને તે દરમીઆન ઉંદરોએ પોતાનો ઉદ્યોગ જાગૃત કરીને તે બુકનાં લગભગ સઘળાં લખેલાં પાનાં ચાવી ખાધાં. વખતે કુદરતને તે હકિકત નિર્માલ્ય લાગી હશે, અથવા તે વખતના બાળ પરિચયની લીલા ફરીથી મને કે કોઇને જણાવવાની ઇચ્છા નહીં હોય. ગમે તે કારણ હોય પણ તે વધારે કાળજીથી લખેલી હકીકત ખોવાઇ ને નકામી ગઇ છે. હવે તેનો અફસોસ કરવો નકામો ધારી આ પ્રયત્ન યાદશક્તિ ઉપર દબાણ કરી કરવા ધારૂં છું—જેટલે દરજ્જે તેમાં ફતેહ મળે તે યાદશક્તિનેજ આભારી છે.

આ બુકમાંની હકીકત કંઇ એવા ઉદ્દેશથી લખવામાં નથી આવતી કે કોઇને ખાસ લાભ થવાનો છે પરંતુ જીંદગીમાં શા શા નવા જુના બનાવો બને છે તે હરવખત યા વૃદ્ધાવસ્થામાં કે તે પહેલાં કારણુ-વશ જાણવાનો પ્રસંગ આવે તો તે વખતે એકજ સમયે સર્વ વૃતાંત યાદ ન આવે માટે પ્રાસંગિક નોંધ લેવા ઠરાદો કર્યો છે. આ જીંદગી કોઇને ખાસ ઉપયોગી નીવડી નથી છતાં પરોક્ષ રીતે કાંઇ પણ લાભ કોઇને મલ્યો હોય તો તેટલોજ સંતોષ છે-કેમકે તે બીજાને ઉપયોગી બનાવવા માટે મેં બાથોડીઆં મારેલાં છતાં તે ધારણાપૂર્વક ફળીભૂત ન થવાથી આ ઉદ્દગારો લખી જવાયા છે. આમીન તા. ૧૮-૫-૧૨ સં. ૧૯૬૮ જેઠ સુદી ૨ શનીવાર.]

---

# જીંદગીના બનાવોની ટુંક નોંધ.

**જન્મ.** મારી જન્મ તીથિની સાબીતી કોઈ જગાએથી મળી નથી. તેમ નથી ઘરમાં જન્મોત્રી રાખવાનો રીવાજ અથવા નથી જન્માક્ષર પણ જોવામાં આવતા કે જે પુરાવો આપે, છતાં બને તેટલી શોધથી સંવત ૧૯૩૩ ના જેઠ વદ ૮ મંગળવાર તા. ૭ મી જુલાઇ ૧૮૭૭નો દીવસ જન્મ મિતી તરીકે કાયમ કીધો છે. એટલે શંકા વિના તેજ મિતી ખરી માનવાનીજ છે. મારો જન્મ બોરસદ ગામમાં વડવાળા ફળીઆમાં થયો હતો.

મારૂ કુટુંબ ગામમાં મકનદાશ પારેખના નામથી ઓળખાતું. મકનદાસ પારેખના પાંચમી છઠી પેઢીના વડવાઓ સોજીત્રેથી આ ગામ વેપાર અર્થે આવેલા હશે. એ વડવાઓ પ્રતાપ રાણાના વખતમાં સોળમા સૈકામાં ઉદેપુરથી મુસલમાન (અકબર) બાદશાહના ત્રાસથી તે રાણાએ પોતાની બધી પ્રજાને મેવાડના પ્રદેશમાંથી નસાડી મુકી તે વખતથી આવેલા હશે ને ત્યાં તેઓ વીસા જૈન ધર્મપાળતા હશે પણ આ બાજુ આવ્યા બાદ તેઓ વીશા મેવાડા જૈન કહેવાવા લાગ્યા. ને હજી પર્યંત તેજ જ્ઞાતિથી ઓળખાઇએ છીએ. ગોત્ર અમારૂં પુરી રીતે જાણવામાં નથી, છતાં મોટાભાઇને પુછતાં નંદેશ્વર ગોત્ર અમારા કુટુંબનું કહેવાય. છે આની બીજી સાબીતી નથી—કેમકે તે શબ્દનો ઉપયોગ અમારી જ્ઞાતિમાં લગ્ન કે વિવાહ વખતે પણ થતો નથી એટલે કુદરતી રીતે પરિચય બહાર છે.

**બાળલીલા.**

સ્મૃતિ એમ કહે છે કે શિક્ષાની પ્રથમ શરૂઆત ઉમીઆશંકર પંડયાની સ્કુલમાંથી થઇ હતી બાદ થોડાજ સમયમાં મને સ્કુલમાં બેસાડયો હતો. પછી પાંચ વરસની બાળવયમાં ગુજરાતી સ્કુલમાં શિક્ષણ લેવા બેસાડયો કેળવણી તે સમયમાં આપતાં લોકો શીખેલા હતા. શરૂઆતના કલાસમાં એકડીઆનો વર્ગ કહેતા તેમાં બેસાડયો. મોટાં-

ભાઇઓ સાથે નીશાળે જવાનું મને પસંદજ રહેતું. તે વખતે ઘરની સામાન્ય સ્થિતિ હતી છતાં ઘર આગળ એક ભેંશ રાખવામાં આવતી તેથી દુધ-દહીં ખાઇ ત્યાંની ગ્રામ્ય હવામાં ઉછરવાથી શારીરિક બાંધો વધવા માંડયો ફળીઆનાં સમાન વયનાં બીજાં બાળકો સાથે ખેલતા ફરતા હતા છતાં તે બધામાં આગેવાની ભાગ લેવામાં ને બધામાં આગળ પડવામાં ઇચ્છા રહેતી. એક વખતે સાત આઠ વયની ઉમરે મુરબી-ભાઇ ચુનીભાઇની સાથે બજારમાં દુકાને જરા તોફાન મસ્તી કરતા હતા તે વખતે પિતાશ્રીના કામમાં ખલેલ પહોંચવાથી તેમને ગુસ્સો લાગી આવ્યો ને બંનેને મારવા દોડયા. મુરબ્બી ચુનીભાઇ મારા કરતાં ચાલાક હોવાથી દુર નાશી ગયા ને હું પિતાશ્રીના સપાટામાં આવી ગયો તેમાંથી બચવા જતાં દુકાનના ઓટલા ઉપરથી નીચે રસ્તા ઉપર પડયો જેથી જમણા સાથળમાંથી પગ ઉતરી ગયો. આ વખતે ગામમાં વૈદોની વસ્તી હતી પરંતુ ડાક્ટરોની હાજરી હતી નહીં ને જે હતી તેમનો લાભ કોઇ લેતા નહીં તેથી કરી બાજુના બોચા-સણ નામના ગામડામાં એક એવી બાબતોમાં કુશળ પાટીદાર રહેતો તેની પાસે પગ બેસરાવીને પાટા બંધાવેલા. થોડા દીવસની માંદગી બાદ તે મટી ગયો છતાં તે વખતમાં થોડા સમય સુધી તેની કંઇક અસર રહેલી ને જેના કારણથી પાડો-શીઓ મને લુલો, લંગડો કહેતા કેમકે જરા જરા પગ

લાગતો હશે. આ શબ્દ મને વધારે વહાલો લાગતો કેમકે તે શબ્દ વહાલમાંજ તેઓ વાપરતા. ફળીઆમાં ડંડા મોથ વીગરે રમતા ત્યારે પણ છોકરાઓ તેજ નામથી બોલાવતા. આવી રીતે ખેલતા રમતા ને અભ્યાસ પણ થતો, જો કે સાધારણ વિદ્યાર્થીની ગણત્રીમાં હું ગણાતો.

**ગુજરાતી શિક્ષણ.**

આમ કરતાં કરતાં લગભગ અગીઆર બાર વરસની વય થવા આવી જ્યારે ગુજરાતી છઠ્ઠી પાસ કરીને સાતમીમાં ગયલો, આ વખતે ગુજરાતી મુખ્ય સ્કુલમાં ઇંગ્રેજીનો કલાસ બેસતો હતો તેના પ્રસંગથી ઇંગ્રેજી ભણુવાની તીવ્ર ઇચ્છા થતી હતી. જે વખત આવ્યે પ્રદીપ્ત થઇ આવી. સાતમી ચોપડીના વર્ગમાં મારા નામરાસી સમાન વયના એક ભાટીઆ મિત્ર સાથે મિત્રતા થઇ હતી, જેના પરિણામે કેટલોક વખત સુધી સ્કુલમાં જવાનું માંડીવાળી રમતમાં પડી ગયો હતો. ઘેરથી સ્કુલમાં જવાનું બહાનું કાઢી જતા પરંતુ રસ્તામાંથી રસ્તો બદલી બંને મિત્રો નારણદેવના મંદિર આગળ રમતા ફરતા હતા. આ વધે કોઈના ધ્યાનમાં આવતા નહીં. વખતે છુપી રીતે સંતાઇ રહેતા ને નિશાળ છુટવાની વખતે ઘેર જતા. તે વખતે સવાર સાંજ નિશાળે જવાનું હતું ને બુધવારના રોજ બપોરની રજા પળાતી. રવીવાર આખો પળાતો. આ અરસામાં એક જુના માસ્તર

બદલાઇને નવા મી. ખીમજી કરીને આવેલા. આ માસ્તર સાહેબનો દાબ છોકરાઓ તથા હાથ નીચેના આસીસ્ટંટો ઉપર બરાબર પડતો નહીં, જેના પરિણામે સ્કુલમાં અ-વ્યવસ્થા ચાલેલી. એક પ્રસંગ એવો બનેલો કે નિશાળના મોટી ઉમરના વિદ્યાર્થીઓએ માસ્તરની ખુરસી ઉપર કૌઅચ નાખેલી જેના પરિણામે માસ્તર ખુરસી ઉપર બેસતાજ શરિરે ખંજોળવા લાગ્યા તે એટલે સુધી કે તેની અસર આખા શરિર ઉપર લાગી ને જોતજોતામાં ચુંટ વ્યાપી ગઇ, શરિરે ઢીમણાં ઢીમણાં થઇ ગયાં પણ જરૂરી દવા કર-વાથી તે એકાદ બે દીવસે મટયું, પણ આ કોણે કર્યું તેની તજવીજ માસ્તર સાહેબે કરવા માંડી. હવે સંજોગ એવો હતો કે અમો બંને મિત્રો નીશાળમાં નાની વયના હોવાથી હીસાબ વીગેરે બાબતમાં મોટી વયના વિદ્યાર્થીઓ અમને પજવતા, તેથી દરરોજ ઉપર નંબર રાખી શકતા નહીં જો કે આ વખતે અમો નીશાળમાં અભ્યાસ ઉપર ચિત્ત લગાડવા શીખ્યા હતા. આવી અમોને પજવણી થતી હોવાથી અમો પણ કોઇ કોઇ વખત કંટાળેલા પણ જે વિદ્યાર્થીઓએ કૌઅચ પાથરેલી તે કામ તેમણે સર્વની સંમત્તિથી કરેલું પણ અમોને સારી તક મળી જાણી અમોએ કેટલી ખબર માસ્તરને આપી જેના પરિણામે તોફાની વિદ્યાર્થીઓને શિક્ષા મળી. આવા તોફાની વિદ્યાર્થીઓને યોગ્ય શિક્ષા આપવા માટેજ આ યુક્તિ

૧૧૨૮૭



રચેલી. એ વિદ્યાર્થી બીજાઓને પણ પજવતા. આ હકીકત જો કે વિદ્યાર્થીઓથી છાની રાખેલી પણ માસ્તર સાહેબની ચાહના મેળવી. એવામાં અમારા ગામમાં એક **વાલજીભાઇ** કરીને ખ્રીસ્તી રહેતા હતા, જેનો બંગલો તથા વાડી બહાર તલાવ ઉપર આવેલો હતો જે હાલ વેચાયો છે, તેને જ્યોર્જ અને હચુટ કરીને બે પુત્રો હતા, તેમાંના મી. જ્યોર્જ સાથે મારે જરા તરા મિત્રતા હતી તેથી હું તેના બંગલે જતો હતો. આ મી. વાલજીભાઈ વિલાયત જઇ આવ્યા તેની ખુશાલીમાં બધી સ્કુલોમાં ઇનામ વહેંચ્યાં. તે ઈનામના દિવસ પર્યંતમાં અમારી હાજરી સ્કુલમાં જરા ઓછી રહેતી તેથી મી. ખીમજીએ અમો બંનેને કંઇ પણ ઈનામ અપાવ્યું નહીં. આ દીવસથી અમોને ભણુવાની ચીવટ લાગી. દરેક વિદ્યાર્થીને કંઇ ને કંઇ ઇનામ મળ્યું ને અમોને કંઇ નહીં, એ મનમાં રહ્યું એવી નાનમથી કાળજી વધી ને તેના પરિણામે અમો બંને પાસ થયા. હું પાંચમા નંબરે આવ્યો ને વનરાજ ચાવડાની ચોપડી ઇનામમાં મેળવી. આવી નાની બાબતમાંથી ચાનક લાગતાં કેવાં સારાં પરિણામ આવે છે ? આ ઇનામનો દિવસ મને બીજી રીતે પણ યાદ છે. તે વખતે મેળાવડો કરેલો જેમાં તે વખતના મામલતદાર સાહેબ પધારેલા હતા. આ સાહેબનું નામ યાદ નથી પણ યાદ શક્તિ શાક્ષી પુરે છે કે તેઓ વિદ્વાન હતા ને ઉમદા

વિચાર ધરાવતા હતા. ભાષણુમાં બોલતાં બોલતાં બોલેલા કે દેશનો ઉદય આ સામે બેઠેલા વિદ્યાર્થી વર્ગ ઉપર છે. કેમકે આમાંથી કોઇ નાના મોટા દરજ્જા ભોગવશે, કોઈ હાઇકોર્ટના જડજ થશે, કોઇ હજાર પાંચશોના માસિક પગારદાર થશે, કોઈ મોટા ધનાઢય વેપારી થશે ને કોઇ મોટા કવિ કે સાક્ષર વર્ગના નેતા થશે. ગમે તે થાય તે આજે કળી શકાય નહીં. ભાવીએ શું ભવિષ્ય માટે ભરી રાખ્યું છે તે કોઇ જાણી શકે નહી. માટે તમો બધાને શિખામણ આપું છું કે સદ્વર્તન રાખશો ને પ્રમાણિકપણે ચાલશો તો ઉપરનો કોઇપણ લાભ તમારા નશીબમાં હશે તો યથાર્થ રીતે દીપાવી શકશો ને નીતિથી અભ્યાસ કરી આગળ વધો, આવી રીતે બોધ આપેલો. જે ઉપરના શબ્દો બોલેલા તે વિષે તે વખતેજ કુદરતે કંઈક સુચના કરેલી કે મારા નશીબમાં આમાંનું કંઇપણ કેમ ન લખેલું હોય? હોયજ, માટે તેમની શીખામણ પ્રમાણે નીતિ, પ્રમાણિકપણું ને ખંતથી વર્તી સદ્વર્તનથી ચાલવુંજ જોઇએ. મારા ધારવા પ્રમાણે એ સાક્ષર વર્ગ હાલમાં આ દુનીઆમાં હાજર ભાગ્યેજ હશે! જો હાજર હોય તો મારા તેમને સવિનય દંડવત પ્રણામ પોહોંચજો ને ન હોય તો પરમાત્મા તેમના અમર આત્માને સ્વર્ગમાં શાંતિ આપે !!!

આ બાળ વયની અંદર કયારે તે માલુમ નથી પરંતુ

મારા પુજ્ય દાદાશ્રીના કહેવા ઉપરથી યાદ છે કે મારી લગભગ આઠ–નવ વરસની વયે એક સખત માંદગી આવેલી જે વખતે છેલ્લી ઘડી ગણાતી હતી, ને ઘીનો દીવો વગેરે મુકયાં હતાં. રોગ પેટમાં કરમીઆનો હતો. આવી મરણ પથારી એક બે દિવસ ચાલી હતી તેમાંના એક સવારમાં રોજ નિયમ પ્રમાણે મુરબ્બી દાદાશ્રી નાહ્યા બાદ શ્વેતાંબરના અપાસરાઓમાં વ્યાખ્યાન સાંભળવા જતા હતા, તેમને ધર્મનું શ્રદ્ધાન સામાન્ય ધર્મ તરફ હતું. દિગંબર શ્વેતાંબરનો ભેદ તે ગણતાજ નહીં. તે વખતે ઓસવાળના અપાસરામાં એક સાધુ વિદ્વાન ગણાતા હતા તેમણે એક રેચક ગોળી આપી ને તે ગોળીથી મારી તબીઅત એકદમ સારી થઈ ગઇ. આ એક ઘાત ગઇ ગણાઈ. આ માટે તે વિદ્વાન સાધુ તથા મારા મરહુમ વડીલશ્રીને મારા સાષ્ટાંગ દંડવત પ્રણામ પોહોંચો!! ને પરમાત્મા તેમના અમર આત્માને શાંતિ આપો!!

આવી રીતે બાળવય પસાર થતાં ગુજરાતી અભ્યાસ પુરો થયો સમજવામાં આવ્યો

**અંગ્રેજી શિક્ષણ.**

પરંતુ ઇંગ્રેજી શિક્ષણની લાગણી ધીકતી રહી હતી. આ વખતે ગામમાં એક અમદાવાદના મી. ગુલાબચંદ જેઓ હાથે ઠુંઠા હતા તેમણે સ્કુલ ઉઘાડી હતી ને તેની હરીફાઇમાં મારા

મોટાભાઇ દામોદરદાસે પણ ઉઘાડી હતી. હરીફાઇ સખત ચાલતી હતી. બીજી બાજુ ઉપર મારા પાસ થયા બાદ માસ્તર મી. ખીમજીભાઇએ મને લાલચ આપી કે હું તને માસ્તર બનાવું ને ઇંગ્રેજી ઘેર શીખવીશ. તેમની શિખામણ પ્રમાણે એકડીઆ ને પહેલી ચોપડી ભણાવવા માટે રૂ. ૩) ત્રણના માસિક પગારથી એસીસ્ટંટ માસ્તરની જગા આપી. નિશાળના વખત સિવાયના વખતમાં મી. ખીમજીભાઇ તેમના ઘર આગળ મને ઇંગ્લીશ પ્રાઇમર શીખવાડતા. કેટલાક પાઠ શીખવાડયા. આથી સંતોષ થયો નહી. વળી બાળશિક્ષકનો વિદ્યાર્થીઓ ઉપર દાબ પડતો નહીં તેથી તથા ભણવાની ભારે હોંશથી સ્કુલમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો. હવે માસ્તરના પંજામાંથી ખોટું લગાડયા વિના શી રીતે ખસાય તેની તદબીર શોધી કાઢી. તેજ કારણસર પણ તે કારણ છુપાવી મારા મોશાળ (વડોદરે) જવાના બહાનાથી રજા લીધી. ને અઠવાડીઆબાદ ગોરસદ પાછો આવી એકદમ મી. ગુલાબચંદ માસ્તરના કલાસમાં દાખલ થઈ ગયો. માસ્તરે ફરીથી બોલાવી પગાર વધારવાની લાલચ આપી પણ ઘરનું દબાણ ભણવા માટે છે એમ જણાવી તેમની લાલચ તરફ દુર્લક્ષ આપ્યું. આ બાજુ મારા ભાઇના કલાસમાં ન દાખલ થવાથી ભારે ચર્ચા ઉભી થઈ. મેં તે વખતે એમજ ધાર્યું કે એ માસ્તરે સ્કુલ ઉઘાડયા બાદ મારા ભાઇઓ તેમને

હેરાન કરવાના હેતુથીજ હરીફાઇ કરી છે, માટે ઘણા દિવસ ચાલશે નહીં કેમકે તેમની ફી થોડી હતી ને શિક્ષણ પણ ઉતરતા પ્રકારનું લાગેલું. આવાં આવાં કારણોથી ઉપરની સ્કુલ શરૂ કરી. થયું પણ એમજ કે થોડા માસ બાદ મારા ભાઇની સ્કુલ બંધ થઇ ને આ સ્કુલનો પાયો મજબુત થતો ગયો. આ રીતે લગભગ ૧૩-૧૪ વરસની વયે ઇંગ્રેજી અભ્યાસનો પાયો નાંખ્યો.

તે વખતે સરકારી સ્કુલ નહીં હોવાથી માસ્તરોનું લક્ષ ફી વધારે લેવા તરફ રહેતું ને તે કારણથી અમોને જે બુકના પાઠ (Lessons) શીખવે તે પ્રથમ અન્વય વિનાના મોંઢે અને વાંચતાં કરાવે ને તેટલો વખત ફરીથી અન્વય શીખ-વાડવામાં કાઢે. આ પદ્ધતિ રૂચતી નહીં તોપણ અભ્યાસમાં સારૂં મન લાગેલું હોવાથી ઉપર નંબર રાખતો ને તે સ્કુલના બધા માસ્તરોની ચાહના મેળવી હતી. તે માસ્તરને બીડી પીવાનો શોખ હતો. તે માસ્તરે સ્કુલની શરૂઆત માહાલ-ક્ષ્મી માતાની સામેના ભીખુરાવ દાદાના મકાનને મેડે કરી હતી પણ થોડા વખત બાદ બ્રાહ્મણવાડામાં ચકલા ઉપર રામશંકરજી ભાઇના મકાનને મેડે આવી હતી. બીડીના શોખના લીધે હું શી-ચાર વિદ્યાર્થીઓ ઉપર બીડી બનાવી આપવાનો ટેકસ ? નાંખેલો હતો. દિવસનો મોટો ભાગ અભ્યાસ આપીને બાકીના વખતમાં બીડી બનાવવી પડતી.–મારી સાથે મો. દયાગીર

ગોકળગીર તથા બીજા એક બે હતા, મી. શીવાજી તે વખતે મારા ખાસ મિત્ર હતા. આમ કરતા કરતા તે ખાનગી સ્કુલમાં ફોર્થ (ચોથા ધોરણ) સુધી આવ્યા પણ થોડા સમયથી કંટાળેલા હોવાથી હું તથા મી. શીવાજી પેટલાદ યા બીજી સ્કુલમાં જવા ઇરાદો કરતા હતા. પ્રથમ નડીઆદ જવાની ગોઠવણ કરવા માંડી પણ પિતાશ્રીએ આજ્ઞા આપી નહીં. તેના કારણમાં ખરચ અને મારા મુરબ્બી ભાઇશ્રી દામોદરદાસની મેટ્રીકમાં નિષ્ફળતા એ હશે. આ અરસામાં મારા પુજ્ય માતુશ્રીનું અકાળ મરણ થયું. પિતાશ્રી તથા દાદાશ્રી મા વિનાના બાળકને ઘર બહાર જવા દેવા ના કહેતા છતાં કોઇપણ પ્રકારે આગળ જવાની ઇચ્છા દર્શાવી. માતુશ્રીના શોકમાં આખું ઘર હતું કેમકે અમો પાંચે ભાઇઓ નાના હતા. મારી ઉમર લગભગ ૧૫-૧૬ ની હશે (આ બનાવ સંવત ૧૯૪૭-૧૯૪૮માં બન્યો) નાના ભાઈ મનુભાઈ ફક્ત ૩-૪ વરસના હતા. બ્હેન લગભગ ૨૨-૨૩ વરસનાં પણ સાસરે જતાં એટલે કુટુંબ ને બચરવાળ ઘરમાં કોઇ સ્ત્રી વર્ગ નહિ. પિતાશ્રીની સ્થિતિ તે વખતે દયામણી હતી, કેમકે તેમની આવક સાધારણ હતી, જે બોહોળે હાથે ખરચી પણ ન શકે તથા દુકાનનું સાચવ્યા વિના ચાલેબી નહીં એટલે દુકાનનો પણ ભાર ઉપાડવાનો ને તે સાથે અમો બધા બાળકોની હાજતો પુરી પાડવી. સ્કુલમાંથી

ઘેર આવીએ ત્યારે પિતાશ્રીએ રસોઇ કરી રાખી હોય. અમો અમારી મેળે ન્હાઇએ એટલામાં દુકાનેથી આવી ખબર પુછી જમાડે. કોઇને વાંધો પડે કે કોઇ કારણથી રીસાય કે તેમને ઓછું આવે. રજાના દિવસે રસોઇ કરવા શીખવાડે, તે ઉત્સાહથી શીખીએ ને બનતી મદદ કરીએ. પણ તેમને અત્યાર સુધીમાં કોઈ પુત્ર તરફથી પૈસાની મદદ મળતી નહીં. મુરબ્બી ચુનીભાઈ બજારમાં કેશવલાલ પરિખની પેઢીમાં રૂ. ૫૦) વાર્ષિક પગારથી થોડા વખતથી રહ્યા હતા તેટલી મદદ પણ ઉપયોગી હતી. સિવાયના અમો બધા ભાઇઓ ખરચજ કરતા; દુકાનમાં કાકા જેસીંગભાઈ ઉઘરાણી વીગેરે કરી મદદ કરતા. એક બાજુ આ સ્થિતિ હતી. બીજી બાજુ મારા મુરબ્બી ભાઇ દામોદરદાસની ઉમર લગભગ ૨૭–૨૮ થવા ગઇ હશે અને તેમનાં લગ્ન નહીં થયેલાં તેથી પણ માનસિક ફીકર નિરંતર તેમને રહેતી.

માતુશ્રી (જેકોર) જયકુંવરબાની છબી હાલ યાદ આવ્યા કરે છે. તે વખતે છબી પડાવવા જેવી શક્તિ બી નહી ને ગામમાં ફોટોગ્રાફર બી નહીં એટલે હાલ તે છબી જોઇ શકાતી નથી, મનન કરવાથી જોવાય છે, બીજાને બતાવાં શકાતી નથી. એ માતુશ્રી ઘણાંજ શાંત સ્વભાવનાં ને માયાળુ હતાં. મારા પિતાશ્રી સાથે તો પ્રેમથી કુટુંબ સંસાર ચલાવતાં પરંતુ આખા ફળીઆમાં ગામમાં ને નાતમાં એમની

વાહવા બોલાતો. એ લગભગ ૪૩–૪૪ વરસની ઉમરે ગુજરી ગયેલાં પણ લોકો તેમની ગેરહાજરીથી દીલગીર થતા, રે ! ખાતાવાળાઓ પણ દીલગીર થતા. એ પુજ્ય માતુશ્રીના વખતમાં ખરચ સંકોચથી કરવાનું હોવાથી તેમના માથે આખા ઘરનું પાણી રસોઇ હમારે પડેલું ને ઘર રાજ્ય નીતિ ને શાંતિથી ચલાવતાં. શહેરમાં જન્મ હોવાથી બાંધો જરા નાજુક હોવાથી ઘણું કામ થઇ શકે નહીં, છતાં ઘરની સ્થિતિ જોઇ ચાલતાં. એકંદર એ માતુશ્રીએ સુખના દિવસ દીઠા નહોતા. જ્યારે જ્યારે આ વાત યાદ આવે છે અથવા પિતાશ્રી પ્રથમના દુઃખનું વર્ણન કરે છે ત્યારે કહેનાર ને સાંભળનારની આંખોમાં આંસુ ખાળી શકાતાં નથી. ઇશ્વર એવા દુઃખના દિવસો કોઇને ન આપીશ ! ! ! પરમાત્મા આ માતુશ્રીના આત્માને શાંતિ આપો ! !

આ ઉપરના દુઃખમાં પુજ્ય દાદાશ્રી ભાગ લેતા હતા કેમકે તે કુટુંબવત્સલ હતા. અમારાં દાદીશ્રી ઘણા વરસ પહેલાં ગુજરી જવાથી તેમણે મારા કાકાને સાથે લીધા હતા. દાદાશ્રી પ્રથમ સરકારી નોકરીમાં હતા, એટલે તેઓ તીજોરી કારકુનની જગા ઉપર હતા. હાલ કરતાં જે વખતે તેવી નાની જણુતી નોકરીનું પણ ગામમાં માન હતું. તીજોરીમાં રહેવાથી તથા મકનદાસ પારેખના પુત્ર હોવાથી તે પણ પારેખના નામથી ઓળખાતા. નોકરીમાંથી સં૦ ૧૯૩૯ ના

સાલમાં પેન્સન લીધું હતું ને તે વખતથી સં૦ ૧૯૫૨ ના સાલ સુધી ૧૩ વરસ ટુંકું પણ નિર્વિઘ્ને પેન્સન ખાધું. તે કદ્દાવર બાંધાના ને જરા સ્વતંત્ર સ્વભાવના હતા. તે વખતની નોકરીમાં કોઇનું જરાતરા કામ કરવામાં આવે ને કામ કરાવનાર કંઇ રકમ આપે તો તે મહેનતાણા બદલ ગણાતી. પણ હાલની માફક લાંચ તરીકે ગણાતી નહીં. વળી નાના પગારની નોકરીમાં હોવાથી પોતે તથા લોકો તેને પણ નીતિ કહેતા. એટલો ટેક રાખતા કે જેનું કામ ન થાય તેની પાસેથી પૈસા પણ લેતા નહીં, ને લીધેલા હોય તો પાછા આપતા. આવી રીતે રહીને પણ સાધારણ સ્થિતિ ગુજારી હતી. સ્વભાવ જરા તીખો હતો. મારાં માતુશ્રીના મરણનો ઘા તેમને લાગેલો ને ઉમરે વૃદ્ધ થવાથી સંવત ૧૯૫૨ ના માહા માસમાં આ ફાની દુનીઆનો ત્યાગ કીધો, પોતે મરણ પથારીએ હતા ત્યારે હું મેટ્રીક પાસ થયેલો તેથી ખુશી થયેલા ને શીખામણ આપેલી હતી કે બીજા નહીં પણ તું તો નોકરી કરજે. આ શબ્દો નીખાલસ મનથી નીકળેલા તે હજી પણ પળાય છે.

હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ. નડીઆદ જવાની જો કે આજ્ઞા ન આપી પણ નિરાશ થયા નહીં. છેવટ છાનામાના પેટલાદ તજવીજ કરવા માટે મી. શીવાજી, મી. દયાગીર તથા હું ગયા ને તજવીજ કરીને ત્યાં જવા માટે

અમોએ આગ્રહ કીધો, શીવાજીના પિતાજી મોરૂભા આણું-દરાવની સ્થિતિ અમારાથી ઉતરતી-હતી, પણ અમો બંનો મિત્રોનાં મન પેટલાદ જવા ઉત્સુક બની રહ્યાં. મારી માતુશ્રીના અકાળ મરણથી, બહારગામ ભણવા મોકલવાથી ખરચનો બોજો વધે તે કારણથી, નાના ૧૬–૧૭ વરસના પુત્રને નજર બહાર જવા દેવામાં વાત્સલ્ય પ્રેમને અરૂચિકર થઈ પડે તેથી તથા મોટાભાઈની કેળવણી નિરાશારૂપ ઉતરવાથી આવાં આવાં અનેક કારણોથી પિતાશ્રી નાજ કહ્યા કરતા હતા. પરંતુ મોટાભાઇ ચુનીભાઇ તથા દાદાશ્રીના દબાણથી અમારૂં મન જોવાથી અમોને છેવટે પેટલાદ મોકલવાનું નક્કી કર્યું. આ વખતે આનંદનો પાર રહ્યો નથી કેમકે મનુષ્યને પોતાના મનની ઇચ્છિત વસ્તુ જરા મહેનત પછી મળે છે ત્યારે તે વધારે વહાલી લાગે છે. આ કારણથી પેટલાદ જવાનું ઘણું આનંદદાયક થઇ પડયું.

પેટલાદ ગયા ત્યારે સાથે મી. શીવાજી મોરૂભા દયાગીર ગોકળગીર, મી. જેસીંગ કાળીદાસ ને ભટ લક્ષ્મીશંકર ગોવીંદરામ એ રીતે અમો પાંચ મિત્રો સાથે રહેતા હતા. વખત જતો ગયો ને એક પછી એક અભ્યાસ મુકતા ગયા. ને જુના મિત્રોની ગેરહાજરીમાં હું એકલો પડયો. એટલામાં બીજા વિદ્યાર્થીઓ અમારી નાતના આવવા લાગ્યા, તેમાં મી૦ છોટાલાલ બહેચરદાસ, રાયચંદ મોતીલાલ વગેરે હતા.

તેમાંથી પણ મી૦ છોટાલાલ પ્રિવીયસ સુધી સાથે રહ્યા. પેટલાદમાં હું ફોર્થ ને ફીફ્થમાં ભણ્યો હતો. ત્યાંથી વડોદરે ગયો જ્યાં મી૦ સાકરલાલ દેવચંદની સોબત મળી. આ વખતે અમો પાંચ સાત મેવાડાના વિદ્યાર્થીઓ સાથે રહેતા હતા અમો પાર્કમાં રહેતા હતા, ત્યાં અમારાથી અગાઉના વર્ગના મી૦ મોતીભાઇ નરસીભાઇ અમીન, કરમસદવાળા મી૦ ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહીત વગેરે સારા વિદ્યાર્થીઓ અમારી આગળના ધોરણોમાં એટલે કોલેજમાં ભણતા હતા. તે બધા પાર્કમાં સાથે રહેતા હતા. આ વખતે આ ભાઇઓએ એક ડીબેટીંગ સોસાયટી સન૦ ૧૮૯૪ માં સ્થાપી. હું મેટ્રીકમાં હતો, મેટ્રીકમાં નાપાસ થયો એટલે અલ્હાબાદ યુનીવરસીટીમાં પરીક્ષા આપવા ઇચ્છા થઇ. આ વખતે મારી સાથે રા. સાકેરલાલ દેવચંદ પણ તૈયાર થયા. અમો બંને ત્યાંની પરીક્ષા માટે અભ્યાસ કરવા સારૂ અજમેર રહેવા ગયા. અજમેરમાં મી૦ મગનભાઇ નારણભાઇ પટેલ કરમસદના વતની જેઓ હાલ આંફ્રીકામાં છે તેઓ સાથે રહેતા હતા. હાથે રસોઇ કરતા ને આનંદ કરતા એક દિવસ અમારી પાસે પૈસા થઇ રહેલા. અમોએ વખતસર મંગાવેલા ને ઘેરથી વખતસર ટપાલમાં મનીઓરડર કરાવેલો પણ ખરો છતાં અંજાણ્યા દેશમાં ઓળખાણ વિના ટપાલમાંથી પૈસા મળે નહીં એવી અડચણથી એકાદ બે દિવસની વાર થઇ. અમારી પાસે ફક્ત એકાદ આના વિના કંઇ રહેલું નહીં. તે વખતે ફકત ચણા–મમરા લાવીને તે

દિવસ કાઢી નાખ્યો. બીજે દિવસે પૈસા મળ્યા. ખંત ને હિંમતથી બીજા દિવસે અડચણ મટી ગઇ. ત્યાંની પણ પરીક્ષાનું પરિણામ સન ૧૮૯૫ જુલાઇ માસમાં તદ્દન નિરાશા ભરેલું આવ્યું. આ વખતનો અભ્યાસ સારો હતો ને પરિક્ષા ઘણીજ સહેલી કહેવાતી છતાં પણ અમો બંને નાપાસ થયા. નિરાશ નહીં થતાં પરિણામ જણાતાંવાર એકદમ વડોદરે ઉપડયા ને નવેંબરમાં ફરીથી પરીક્ષામાં બેસવા માટે અભ્યાસ જારી રાખ્યો. પરમાત્માની કૃપાએ એ વરસે બંને મિત્રો પાસ થયા (સન ૧૮૯૫) આ વખતે સ્કુલ ફાઇનલમાં પણ પરીક્ષા આપેલી છતાં તેમાં હું નિશ્ફળ ન થયો. બંને પ્રિવીઅસમાં દાખલ થયા. છ માસ અભ્યાસ ચાલ્યો. દરમ્યાન સાકરલાલના પિતા ગુજરી જવાથી તેમને અભ્યાસ મુકી દેવાની જરૂર પડી. એટલે તે ભાઇ પણ ત્યાંથી અટકયા. આ વખતે મારી સાથે કલબમાં રા. છોટાલાલ બહેચરદાસ, ભાયલીવાળા શા. વૃજલાલ જેઠાલાલ, આમોદના શા. છગનલાલ રાયચંદ વગેરે મિત્રો હતા. આ વખતે પબ્લીક પાર્કમાં વિદ્યાર્થીઓ સારા ને લાયક એકઠા થઈ હળીમળીને રહેતા હતા. મી. મોતીભાઇ ન. અમીન, મી. પુરોહીત ડાહ્યાભાઈ લલ્લુભાઇ તથા મી. જીવાભાઇ રેવાભાઇ કરમસદવાળા એ ત્રણ અગ્રેસરોની આગેવાનીપણા નીચે બધા પાર્કીસ્ટો આનંદથી જ્ઞાન-વૃદ્ધિ કરતા હતા. એક બીજા સાથે રહેનાર ૩૫ મિત્રો

પાર્કમાં હતા. અમો બધા 'થી ·થરટીફાઇવ (The thirty· five)ના નામથી ઓળખાતા. આ વખતે મારે મી. લલ્લુભાઈ ગીરધરભાઈ પટેલ વસો તથા મી. ડાહ્યાભાઈ દેશાઇભાઇ દેશાઇ નડીઆદ તથા મી. ઉમેદભાઇ લખાભાઈ પટેલ કરમસદવાળા સાથે વધારે બેસતી હતી. અમો ચારે 'The trio' ના નામથો ઓળખાતા ને મી. કાકા પ્રેસીડન્ટ ગણાતા. બધા નીતિથી ચાલનારા ને પ્રમાણિક માણસો હોવાથી એક બીજા સાથે આનંદથી રહેતા હતા. આવી ગમતમાં ફરવાથી એ વરસે સન ૧૮૯૬માં પ્રિવીયસમાં નાપાસ થયો, એટલે પાર્કમાંથી નીકળી બારેડીંગની જુની રેસીડન્સીમાં રહેવા ગયો. જુની મિત્રતા આથી ઓછી થવાને બદલે ઘાડી થવા લાગી. અહીં મી. મગનભાઇ ચતુરભાઇ પટેલ નડીઆદવાળાનો પરિચય થયો. મી. મગનભાઇ શાંત સ્વભાવના અને સીધા માર્ગના ચાલનાર તથા સરળ પરિણામી હોવાથી કેટલાક ધાંધળીઆ દંભી બોરડરો સાથે તેમને બનતું નહીં. એક વિચાર નહીં થવાથી એક સ્વભાવી મિત્રોની જરૂર પડી એટલે મારે તેમની સાથે મિત્રતા થવા માંડી. હું પ્રિવીયસમાં ને એ બી. એ. માં હતા છતાં મારી નીતિ, રીતિ અને વર્તનથી એમને મારા તરફ સ્નેહ થવા લાગ્યો. હરવા ફરવા સાથે જવા લાગ્યા. કંઇ કામે સાથે ફરવા લાગ્યા. નકામો વખત પણ સાથેજ વાતોમાં ગાળતા. તેમના સંસ્કાર સંસ્કૃત રીતિના તથા ધાર્મિક હોવાથી મને તો દરરોજ વધારે

શીખવાનું મળતું. પાર્કની જીંદગીમાં જ્ઞાન વિકાસનો પ્રસંગ મળેલો ને ત્યાંથી કેટલીક બાબતમાં સારાં ગુણોનાં બીજ રોપાયલાં તેના ફણગા આ ભાઇની સોબતથી ફુટવા લાગ્યા, વિકાસવા લાગ્યા. આસ્તે આસ્તે મારી ભવિષ્યની જીંદગીના એ પ્રેરક તથા વિચારમાં નેતા થયા.

આ પ્રસંગે ઘરની થોડી વાત લખવા જેવી છે. મી. સાક્કરલાલની સાથે કોઈ કારણથી મિત્રતા ઓછી થઇ ને છેવટે બંધ પડી. મનને મિત્ર તો જોઇએ એટલે બોરસદમાં રજાના દિવસોમાં વખત ગાળવાનો સાથી ને ગામની બધી ખબર આપનાર તથા કામ વખતે ખપ લાગનાર મિત્રની જરૂર જણાઇ તે પ્રસંગમાં મી. કેશવલાલ જેકીશનદાસ સાથે ઉનાળામાં ફરવા જવાની ટેવ પડી હતી, ને વાતચીતના પ્રસંગથી મિત્રતા બંધાતી ગઇ. જાતે સજ્જન હોવાથી તેમણે ઘણી જગોએ મિત્રપ્રેમ ઢોળેલો નહીં હોવાથી મને તે ભાઈ વધારે ઉપ્યોગી જણાયા. બહારના મનુષ્યોને તે જરા કઠણ લાગતા પણ મારી સાથે ફરજ બજાવી ચાલતા, હાજરી કે ગેરહાજરીમાં પણ ફરજ બજાવવાની તક શોધતા, ને કંઇ ને કંઇ ઉપકાર કરી આનંદ પામતા. તે મિત્રતા હજી તેથી પણ વધારે પ્રમાણે ઘાઢ થતી જતી ચાલી છે. વળી બીજી બાજુએ અમારા ઘરના મારા મુરબ્બી વડીલ ભાઇ ચુનીભાઇ કેટલાક વખતથી મુંબઇવાળા ઝવેરી શેઠના સંબં-

ધમાં આવેલા હોવાથી મુંબઇ વ્યાપાર કરવા આવવાનો વિચાર કરતા હતા.

સન ૧૮૯૭ (સંવત ૧૯૫૩) માં કોલેજની બોર્ડિંગમાં રહી અભ્યાસ કરવાને આઠ માસ થતાં યુનીવરસીટીની પરીક્ષામાં બેસવા પહેલાં પ્રીલીમીનરી ટાઇમમાં હું ત્યાંજ રહેલો હતો તે વખતે મારા મિત્ર મી. કેશવલાલ યાત્રા અર્થે મથુરાં તરફ ગયેલા હતા. ને મુરબ્બી ચુનીભાઈ, પિતાશ્રી સાથે મસલત કરી મુંબઇ દુકાન કરવાના વિચારમાં નીકળી પડયા. નીકળતાં મને પત્ર લખેલો કે અમુક ટાઈમે મારે વડોદરે મેલના વખતે મુંબાઈ જવા હાજર રહેવું ને તે ભાઇ અમદાવાદથી તેજ ગાડીમાં આવવાના હતા. મુકરર કરેલા વખતે બંને ગાડીમાં બેઠા ને મુંબાઇ ગયા ત્યાં જઇ ઝવેરી શેઠ માણેકચંદ પાનાચંદના બંગલે ઉતર્યા.

આ ઝવેરી શેઠની સાથે મુરબ્બી ચુનીભાઇને પાલીતાણાની સં. ૧૯૫૧ની સાલની પ્રતિષ્ઠાના વખતથી ઓળખ થયેલી ને તે શેઠનો આ ઉત્સાહી ઉછરતા–અક્કલવાન યુવાન તરફ પ્રીતિ ભાવ ઉત્પન્ન થયેલો ત્યારથી તેઓ તેમને મુંબાઈમાં દુકાન કરવા પ્રેરતા, એવામાં સ્કુલ ફાઈનલની પરિક્ષા આપવા મુંબાઇ આવવાનું હતું તે વખતે પણ ત્યાંજ રહેલો. આવા કારણોથી અમો ભાઇઓ તરફ ઉક્ત શેઠ તથા તેમના કુટુંબનો પ્રેમ વધતો ગયો. માટે સંજોગો મળતાં તે મહેરબાનીનો લાભ લેવા વિચાર કર્યો.

આ ઝવેરીના બંગલે દુકાન કરવા માટે ઉતરેલા તે બીના ઉપર જણાવી છે. દુકાન કરવામાં પડતી અડચણો આપોઆપ દુર થશે એમ ધારી બજારમાં સંવત ૧૯૫૩ ના કારતક સુદ ૧ ચાંદી સોનું વેચવાની દુકાન ઉઘાડી. મી. ચુનીભાઈ એકલા બેસતા, તેવામાં મારે પરિક્ષા આપવાનો વખત આવ્યો. પરિક્ષા આપ્યા બાદ જે વખત મળતો તે દુકાન ઉપર બેસવામાં કાઢતો.

હું આ વખતે પરિક્ષામાં પાસ થયો (સન ૧૮૯૭). ને ઈન્ટરમીડીએટની પરિક્ષા માટે તૈયારી કરવા માંડી. મારૂં મન પુના એન્જીનીઅરીંગ કોલેજમાં દાખલ થવાનું હતું. પિતાશ્રીની સંમતિ તેમાં પ્રથમ મળી નહીં. ઝવેરી શેઠની સલાહ બધા ભાઈઓ સાથે રહી દુકાન ચલાવવાની હતી. અમારી આગલી દુકાનની મુડી ટુંકી ને મુ. ચુનીભાઈનો સ્વભાવ સટોરીઓ હોવાથી મારૂં મન એમના ઉપર બાહારના કોઇનો ભાગ કરી ચાંપ મુકવાનો હતો. આવામાં મારા મિત્ર કેશવલાલના બીજી વારનાં લગ્ન ઉપર મારે બોરસદ જવાનું બન્યું. બોરસદમાં પડોસમાં મી. દલપતભાઈ કેવળદાસ સોજીત્રાવાળા ( જે હવે મારા સાળા થાય તે ) રહેતા હતા. તેમણે એલ. સી. ઈ. ની પરીક્ષા પસાર કરેલી હોવાથી તેમના મુખે તે લાઇનના લાભ ગેરલાભો સાંભળી તે લાઇનમાં દાખલ થવા મન તલ્પી રહ્યું. પિતાશ્રીની

પરવાનગી નહીં મળવાથી મારે ઈન્ટરના ક્લાસમાં સેન્ટ-ઝેવીઅર કોલેજમાં દાખલ થવું પડયું. તે બાદ મુંબાઈમાં પ્લેગ ચાલ્યો. ને પુનામાં પણ તેમજ સ્થીતિ થતી ગઈ. એટલે યુનીવરસીટીએ ટર્મ આપવા માંડી. પ્લેગ શરૂઆતનો હોવાથી અમારે દુકાન બંધ કરી ઘેર જવાની જરૂર પડી. તે ઘેર જઇ ફરી ખંતથી સમજાવતાં છેવટે સં. ૧૯૯૮ના માર્ચની ૧૫ મી તારીખે પુને મોકલવાની હા થઈ. આ વખતે દુકાન પણ મુંબાઇમાં બંધ રાખી હતી. પણ હીસાબ તપાસતાં જે નફો મળેલો તે સટ્ટામાં ખોયેલી તેથી મારા મનની તેમના વિષેના સટોરીઆ અભિપ્રાયની પાકી ખાત્રી થતી ગઈ. આ કારણથી ઓરસદમાં મી. જેઠાલાલ જેકીશનદાસ જે મારા મિત્ર મી. કે. જે. ના ભાઈ થાય છે તે તથા તેમના પિત્રાઇ ભાઇઓ સાથે મુંબાઇ દુકાનના લાભ વિષેની વાતચીત કરવા માંડી ને નક્કી થયું કે તે વખતની પરીખ પ્રેમાનંદ નારણદાશના નામથી ચાલતી પેઢીનું નામ બદલી **પરી. જેઠાલાલ પ્રેમાનંદ**ના નામથી નવો વહીવટ ચલાવવો ને થાપણ વધારવી. તેમાં પરી. જેકીસનદાસ ઇશ્વરદાસ, પરી. ત્રીભોવનદાસ ઇશ્વરદાસ તથા પરી. રણછોડદાસ ઇશ્વરદાસ તથા અમારા પિતાશ્રીના નામથી એક ભાગ એમ મળી ચારે સરખે ભાગે દુકાન ઉઘાડી. ને સંવત ૧૯૫૩ ના વૈશાખ સુધી ૧૩ ના રોજ પ્લેગ શાંત

પડી જવાથી શુભ મુહુર્તે વહીવટ શરૂ કીધો. આ ચોઘડીયું માંગળીક હતું ને હજી પણ તેમજ બધા કુટુંબને લાગે છે.

એટલે એ વરસમાં હું પ્રીવીયસ પાસ થયા બાદ પુના કોલેજમાં દાખલ થવા માટે બીજી ટર્મમાં પુને ગયો. ને આ બાજુ દુકાનનું કામ સરળપણે ચાલવા લાગ્યું. પુને તે વખતે ગુજરાતીઓ બહુ જતા નહોતા એટલે ત્યાં તે વખતે ઘણી અડચણ પડવા લાગી, તેમાં ખાવા પીવાની અગવડ પડતી હતી. આ વરસે મેં કહાનદાસ મંછારામ સ્કોલરશીપ મેળવી હતી જેથી મને ખરચ પેટે રૂ. ૨૦૦) એક વરસની સ્કોલરશીપના મળેલા હતા. આ વરસે ત્યાં મી. હર્ષદરાય કર્પુરરામ મહેતા સુરતવાળાની સોબત થઇ તે વરસે એફ. સી. ઈ. માં ફીઝીકસના ઓરલમાં નાપાસ થયો. બાદ બીજા વરસમાં પહેલી ટર્મમાં કોલેજમાં દાખલ નહીં થતાં મોટી દુકાને કામ કરતો ને અભ્યાસ પણ કરતો. આસ્તે આસ્તે હીસાબી કામ સારૂં આવડતું ગયું. બીજી ટર્મની શરૂઆતથી ફરીથી ત્યાં ગયો ને તે વરસે હું એફ. સી. ઈ. (F. C. E)ની પરીક્ષામાં પાસ થયો. (સન ૧૮૯૯) આ વરસમાં બીજા નવા ગુજરાતી આવેલા હતા. આ પછી સન ૧૯૦૦માં હું એસ. સી. ઈ. (S. C. E.) એટલે એન્જીનીઅરીંગના બીજા વરસમાં પાસ થયો. આ વખતે મી. પટેલ લલ્લુભાઇ ગોવીંદભાઇ ઓડવાળા, મી. હીરાભાઇ

સાંમળભાઇ અમીન તારાપુરવાળા, મી. જમનાદાશ લલ્લુભાઇ દેશાઇ મેહમદાવાદવાળા તથા મી. મગનલાલ ધનેશ્વર ધ્રુવ નાંદોદના વગેરે ગુજરાતી મિત્રો આ કોલેજમાં હતા. ઉપરાંત ખેતીવાડીની એગ્રીકલચરલ કોલેજમાં બીજા કેટલાક ગુજરાતી મિત્રો ભણુતા હતા.

બાદ બીજા વરસની શરૂઆતમાં (સન ૧૯૦૧) અમોને સરકારી ખરચે જીયોલોજીકલ ટુર (Geological Tour) માં મી. પેજ સાહેબ સાથે મોકલવામાં આવેલા હતા. તે વરસે હું ડ્રોઇંગની પરીક્ષા પાસ થયેલો નહીં હોવાથી પરીક્ષામાં બેસી શકેલો નહીં. આ વરસની આખેરીમાં નવા વરસની શરૂઆત થતા પહેલાં શ્રી શીખરજીના મુકદમા સંબંધી મને શ્રી શીખરજી ઝવેરી શેઠ સાથે જવું પડયું હતું. બાદ કોલેજમાં ગયો જ્યાં સ. ૧૯૦૨ના ડીસેમ્બરમાં એન્જીનીઅરીંગની છેલ્લી પરીક્ષા (L.C.E.) એલ. સી. ઇ પાસ કીધી. આની સાથે બાળલીલા, ને વિદ્યાર્થી વય પૂર્ણ થયાં ગણાયાં ને ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાને લાયકાત મનાઇ. આ વરસના ડિસેમ્બરમાં અમદાવાદની કોંગ્રેસમાં પ્રેક્ષક વર્ગ તરીકે પ્રથમ ગયેલો ને હિંદના મુખ્ય મુખ્ય હીરાનાં તથા હિતેષીઓનાં પ્રથમવારજ દર્શન કીધાં.

સન ૧૯૦૩ ના ફેબ્રુઆરીની ૩ તારીખ શુકરવારના રોજ મ્યુનીસીપાલેટીનાં (હાઉસ ઇન્સપેક્સન) House

Inspection Branch માં થોડી મુદતની (Tempaiory) જગા ઉપર રૂા. ૧૦૦ ના માસિક પગારથી દાખલ થયો.

આજ વરસ એટલે સંવત ૧૯૫૯ના ફાગણ માસમાં મારા વિવાહ સોજીત્રાના શા. મગનલાલ વૃજલાલની પુત્રી મંછા ઉર્ફે ચંદન જે મી. દલપતભાઇ કેવળદાસ એલ. સી. ઇ. ના કાકાની દીકરી થાય તેમની સાથે થયા. આ સાથે ગૃહસ્થાશ્રમની નિશાની ને આખી જીંદગીની સાથી મેળવવાનું પહેલું પણ ઉપયોગી કાર્ય પૂર્ણ થયું. ઉપયોગી એટલા માટે કે તેની સાથે આખી જીંદગી કાઢવાની છે. આવી મ્હહત્વની બાબતમાં પણ માબાપો આ દેશમાં પરણનાર વર કન્યાને એક બીજા માટે સંમતિ સરખી પણ લેતાં નથી. જો કે મારી બાબતમાં મન વિરૂદ્ધ સંમતિ મારે આપવી પડેલી. પરણુતા પહેલાં ધારવું થયલું કે આ કન્યા મને મારી આખા જન્મ સુધીની ભાગીદાર અથવા અર્ધાંગના થનાર છે તે શરીરે તેમજ મને સબળ નથી ને સારા સંસ્કાર પણ પડેલા નહીં હોય આ માન્યતા, હોવાથી ઉત્સાહ પૂર્વક હા કહેવામાં આવેલી નહીં છતાં સંજોગો એવા હતા કે તે બાબતમાં વડીલોના કાર્યમાં વિઘ્ન નાખવું ઠીક લાગ્યું નહીં, ને હાજ કહી.

આજ વરસના નવેંબરની ૫ મી તારીખના રોજ (સંવત ૧૯૬૦ ના માગસર સુદી ૬) બુધવારના પ્રાતઃકાળે

અમદાવાદમાં શેઠ માણેકચંદ પાનાચંદના તરફથી ' **શ્રી ગુજરાત દિગંબર જૈન બોર્ડિંગ સ્કુલ**' નામની સંસ્થા ખોલવામાં આવી ને મને **સેક્રેટરી** તરીકે કાર્યભાર સોંપવામાં આવ્યો. નાત જાતના લોકોપયોગી કામમાં આ પ્રથમ પગ-પેસારો હતો.

આ વરસની ૨જી ડિસેમ્બરના રોજ કલેકટરની ઓફી-સમાં સરકારી નોકરીમાં ( Astt. Surveyor ) તરીકે કાયમની નોકરીમાં દાખલ થયો. આ વખતે મી. ગ્રે. (Grey) સાહેબ કલેકટર હતા.

આ વરસમાં ( સને ૧૯૦૪ ) અત્રેની જાણીતી **N. Catehpale & c<sup>o</sup>.** નામની ઇંગ્રેજી પેઢી શરૂ થવાની હતી તેની સાથે જોડાવાની કોશીશ થતી હતી પણ કેટલાંક કારણથી નિષ્ફળ ગઇ.

આ વરસ એટલે સંવત ૧૯૬૧ના માહા વદી ૫ ને શુક્રવાર (સને ૧૯૦૫)ના રોજ મારૂં લગ્ન થયું તે સાથે ભાઈ કેશવલાલ તથા મનુભાઇનાં પણ થયાં. આ વરસના નવેંબરની પહેલી તારીખે એન્જીનીઅરીંગ ફર્મ મુંબાઈમાં કાઢવાના વિચારથી નોકરી ઉપરથી છુટા થવાનું રાજીનામું આપ્યું તે ન સ્વીકારતાં Mr. P. R. Cadell કલેકટર સાહેબે મને ઇન્કમટેક્સમાં Examiner of Accounts તરીકે તા. ૧૬-૧-૦૬ થી દાખલ કીધો.

બાદ સન ૧૯૦૭ના અકટોબર માસમાં વેપારી લાઇનમાં ફરીથી દાખલ થવા માટે ઉધામો કીધો. એક માસની કપાતા પગારની રજા લીધી ને સિકંદરાબાદ રાજા જ્ઞાનચંદ્રજી પાસે પ્રથમ ગયેલો ને તે બાદ મી. વાલચંદ હીરાચંદની કંપનીમાં કોન્ટ્રેકટસ (Contracts)ના કામમાં જોડાવા માટે ગયેલો પણ વિચાર બદલાવાથી પાછો આવી નોકરી ઉપર રજા પુરી થયે દાખલ થયો.

આ અરસામાં થોડા વખત સુધી મુંબાઇ દિ. જૈન પ્રાન્તિક સભાના સેક્રેટરી તરીકે પણ કામ કર્યું. આ ખાતાનું કામ હિંદીમાં ચાલતું હોવાથી તથા હિંદુસ્તાની લોકોની વિચારભિન્નતાના પરિણામે કામ અસતોષકારક ચાલતું, જો કે આ વખત એવો કટાકટીનો હતો કે એ કામ શિથિલ પણ ચાલવા ન દીધું હોત તો પ્રાન્તિક સભાનું નામ નિશાન દુનીઆમાંથી જતું રહ્યું હોત એ વખતમાં સંસ્કૃત પાઠશાળા પણ જેમ તેમ ચલાવેલી પરંતુ છેવટે બનારસ મદદ કરવામાં તેના ફંડમાંથી ઉપયોગ થવા લાગ્યો ને આ ઇલાકાની સંસ્કૃત પાઠશાળાની હયાતિ ચાલી ગઈ. આ વખત એવો હતો કે પં. ધનાલાલજી તથા પં. ગોપાળદાશજી બરૈયા એ બને વિચારભેદને લીધે ઝવેરી શેઠની સાથે ઘસાતી રીતે ચાલતા હતા. પરિણામ એ આવ્યું કે પ્રાન્તિક સભા અને 'જૈનમિત્ર' એ બંને નિરસ રહ્યાં. બહારના

લોકોનાં મન ખાટાં થયાં ને અત્રેની કમીટીનું માન ઘટતું ગયું. ઉપરોક્ત પંડિતોના વિચાર વખતે ખરા હશે છતાં પણ વખત વિચારી જવાની ટેવ નહીં હોવાથી આ પરિણામ આવેલું.

જે વરસથી બોર્ડિંગમાં પગપેસારો કીધો તેજ વરસથી મેમ્બર થયો ને તે બાદ કાળક્રમે હું શેઠ હીરાચંદ ગુમાનજી જૈન બો. સ્કુલ તારદેવનો ટ્રસ્ટી થયો ને તે બાદ હીરાબાગ ધર્મશાળા થતાં તેનો પણ એક ટ્રસ્ટી મને નીમ્યો. આ રીતે બંને સંસ્થાના ઓનરરી ટ્રસ્ટી તરીકે હજી મારી નીમણુંક ચાલુ છે.

સન ૧૯૦૯ના એપ્રીલની પહેલી તારીખથી મને **ડેપ્યુટી કલેક્ટર** Dy. Collector of Income Tax Bombay નો ચાર્જ આપેલો હતો તે તા. ૮-૧૨-૦૯ સુધી મારા હાથમાં રહ્યો. આ મી. હેચ Mr. Hatch સાહેબની મહેરબાનીથી થયું.

આજ વરસમાં મને સ્પેશીઅલ હાયરમાં બેસવાની પરવાનગી મળી, જેના પરીણામે પરિક્ષામાં જુન માસ સન ૧૯૧૦માં બેઠો પણ ઓરલમાં નાપાસ થયો.

આ અરસામાં અમારી દુકાનવાળાઓ વિલાયતના વેપારની વાત કરતા હતા, પણ તેમાં કાંઇ ઉપયોગી કાર્ય થયું નહી. પરિણામે અમારા ઘર તરફથી વિલાયત જવાનું નક્કી

ચયું. તા. ૧૩મી ઓગસ્ટ સ. ૧૯૧૦ના રોજ અત્રેથી હું તથા ભાઈ મનુભાઇ **હેમ્બર્ગ** (જર્મની) જવા ઉપડી ગયા. હેમ્બર્ગની સર્વ હકીકત **'દિગંબર જૈન'** ના (સંવત ૧૯૬૭ના કારતકથી માહા સુધીના) અંકોમાં આવી ગઈ છે. બાદ હું ત્યાંથી તા. ૧૫-૧-૧૧ના રોજ નીકળ્યો તે પહેલાં બર્લીન થઇ આવ્યો હતો. લંડન, પારીસ જોયા બાદ સંવત ૧૯૬૭ના માહા સુદી ૧૨ના રોજ તા. ૧૦-૨-૧૧ પાછો આવ્યો. મનુભાઇ ત્યાંથી તા. ૫-૫-૧૧ના રોજ આવ્યા.

અમો વિલાયત જઇ આવેલા તેથી ન્યાતમાં એ સવાલનો નીવેડો ફક્ત એક પુજા ભણાવીને લાવ્યા. ન્યાતે મહેરબાની કરી એટલુંજ નહીં પરંતુ ભવિષ્યની પ્રજાને માટે રસ્તો ખુલો કરી આપ્યો ને બીજી કોમો આગળ ઉદારતાનો દાખલો. તથા **સુધારાની નીશાની** બતાવી.

ત્યાંથી પાછા આવ્યાબાદ ઓગસ્ટની ૧૫ મી તારીખે હું નોકરીમાં પાછો જોડાયો.

ઓકટોબરમાં મોટી દુકાન એક સંપ નહીં હોવાના કારણથી જુદી થતી હતી પરંતુ મી. જેઠાલાલના દીર્ઘ-દૃષ્ટિપણાને લીધે તેમ થતું અટકયું અને હાલ રગસીયું ગાડું ચાલ્યા કરે છે. જ્યારે જ્યારે દુકાનનો વહેંચવાનો કે તેમાં કંઇપણ તકરારનો પ્રસંગ આવે ત્યારે મી. જેઠા-લાલને લીધે સારા રસ્તે પરીણામ આવ્યા કરે છે.

સન ૧૯૧૨ તા. ૨૮મી ફેબ્રુઆરી સુધી અમારૂં કુટુંબ કંઇક આગળ વધતું હતું પરંતુ તે સુખ કંઇ હમેંશને માટે નહિં હોય તેથી અણચીંતવ્યું વિઘ્ન આવ્યું અને મારા પ્રિય ! લઘુભાઇ મનુભાઇનું અકાળ મરણ થયું. આ મરણથી કુટુંબ ઉપર એક જાતની આફત અથવા પિતાજીના મન ઉપર કારી ઘા લાગ્યો.

આ વરસમાં મને અમદાવદના સેક્રેટરીને બદલે રતલામ બોર્ડિંગના સેક્રેટરી તરીકેનું જોખમભરેલું કામ સોંપ્યું છે, તે આનંદથી બજાવ્યે જાઉં છું.

ચાલુ વરસમાં દુકાળના લીધે ઢોરને ઘાસની અડચણ હતી તેથી સીફારસ અને મહેનતથી **બોરસદ પાંજરાપોળ** માટે ફંડ કરવામાં મદદ કીધી. આવી મદદ પ્રથમ પાંજરાપોળની શરૂઆત વખતે પણ કરેલી હતી. આ રોજનિશી (નોંધ)માં ઉપરના સિવાય બીજી બાબત આવી શકે નહીં પરંતુ નીચેની બાબત મારા વિચાર કેવા છે તેનો કાંઈ ખ્યાલ આપશે.

મારા જેવા સામાન્ય સ્થિતિના મનુષ્યને તેના વિચારો મળે નીચેના સવાલો પુછવામાં આવે.

૧. ધાર્મિક વિષય સબંધી. ૨. રાજકીય. ૩. નૈતિક. ૪. સંસારિક

૧. **ધાર્મિક વિષય**—પશ્ચિમના દેશો કરતાં આ પૂર્વના

દેશોમાં તેમાં ખાસ કરીને હિંદુસ્તાનમાં પ્રથમ ધ્યાન ધાર્મિક વિષય ખેંચે છે. હાલની રૂઢિ પ્રમાણે ફક્ત **દહેરે** દર્શન કરવા જવું, અમુક વસ્તુ ન ખાવી, રાત્રિ ભોજન ન કરવું વગેરે બાહ્ય આચાર પાળવા યા બનાવવામાંજ મોટે અંશે ધર્મ રહેલો મનાય છે, પણ મારા ધારવા પ્રમાણે તેની સાથે અંતર્જ્ઞાન વધવું જોઇએ. ધાર્મિક પુસ્તકો વાંચવાં ને તેનું રહસ્ય સમજવું જોઇએ. ને જૈન ધર્મનાં પુસ્તકોનો અભ્યાસ કરી તેનાં ગૂઢ તત્વો શોધી કાઢવાં જોઇએ. ફક્ત બાહારના આચારો પાળવાથી સંગીન લાભ થતો નથી, પણ બાહ્ય સાથે અંદરનું જ્ઞાન મેળવે તોજ વધારે લાભ થાય છે. જૈન ધર્મનાં પંચ વ્રતોને **યથાર્થ રીતે** પાળવામાં આવે તો જૈન ધર્મ તથા તેના અનુયાયીઓ પણ સારૂં કામ કરી શકે. (૧) હિંસા કરવી નહીં. (૨) સત્ય બોલવું. (૩) ચોરી કરવી નહીં. (૪) બ્રહ્મચર્ય પાળવું ને (૫) પરિમિત રહેવું. પરિગ્રહ તજવો ને દરેક બાબતમાં નિયમિત રહેવું. આ નિયમો દરેક ધર્મમાં છે, ને એજ ખરા છે.

૨ **રાજકીય વિષય**—આ વિષય મારો નથી, તેમ સરકારી નોકરીમાં રહી તે ઉપર ટીકા થઈ શકેજ નહીં, પણ દેશના આર્ય પુત્ર તરીકેની ફરજ દરેકને શીખવે કે પરદેશી રાજ્યથી દેશ કદાપિ સુખી થાય નહીં, પણ તે સવાલ બાજુ ઉપર મુકીએ તો જાતિ અનુભવ ને પ્રાચીન ઈતિહાસ

તથા બીજા સંજોગો જોતાં હિંદુસ્તાન આ રાજ્યના તાબા નીચેજ હાલ તો રહેવા લાયક છે. આ રાજ્યના નીતિ અને અકલના પાયા ઉપર ચણેલા નિયમરૂપી સ્થંભોથી રાજ્યને જરા પણ આંચ આવશે નહીં એમ લાગે છે. તેમ દેશ પણ એકના અભાવે બીજાની સરખામણીમાં ચઢીઆતોજ થશે.

૩ **નૈતિક વિષય**:—ખરી રીતે આ બાબત ધાર્મિકમાં આવી જાય છે, પણ અત્રે એટલુંજ કહેવું વ્યાજબી ગણાશે કે દરેક મનુષ્યે પોતાનું વર્તન પ્રમાણિકપણા ને સદ્વર્તન ઉપર રાખવું જોઇએ. ફરજ શું ચીજ છે તે જાણીને ઉપરના હથીઆર સાથે ચાલવાથી દુઃખની સામા પણ બીજી કોઇ ઢાલની જરૂર પડશે નહીં. હું એમ સમજું છું ને તેમ વર્તવાનો પ્રયત્ન કરૂં છું. જેમ **નેલસન** ઇંગ્લાંડ માટે કહેતો હતો કે 'England wants every body to do his duty' તેમ અત્રે પણ એજ ઇચ્છવાનું છે કે 'India wants every Indian to do his duty.'

૪ **સાંસારિક**—આ વિષયમાં ઘણા પ્રશ્નોનો સમાવેશ થાય છે તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે.—

**કેળવણી**—આ બાબતમાં મતભેદ છેજ નહીં કે કેળવણી ખોટી છે યા ન આપવી પણ એકજ મત સર્વ સ્થળે છે કે સ્ત્રી પુરૂષ બંનેને કેળવણી તો આપવીજ

જોઇએ. તેમાં વળી રાજ-ભાષામાં તે આપવાથી સમય-સુચકતા વપરાય છે. ફરજીઆત કેળવણી વિના કોઇ વ્યવહાર ખીલી શકતો નથી ને ફરજ સમજી શકાતી નથી. ગરીબ કે તવંગર, નાનો કે મોટો હરેકે અરસપરસ ફરજ સમજવી જોઇએ. તેનાથી ખેડુત અને કારીગર વર્ગ પોતાનો વેપાર સારી રીતે નવી પદ્ધતિ ઉપર ખીલવી શકશે.

બીજું સ્કોલરશીપના રસ્તે ગરીબોને મદદ આપવી જોઇએ ને છોકરાઓ સારી રીતે પુરી કેળવણી લઇ શકે માટે **કુંવારા સ્કોલરશીપ** (Bachelor Scholarship) સ્કુલો અને બોર્ડિંગોમાં સ્થાપવી જોઇએ. કોઇપણ રસ્તે કેળવણી સસ્તી કરી દેવી જરૂરની છે.

મોટી સભાઓથી **હાલ** ફાયદા થાય તે કરતાં **લાયબ્રેરીઓ** અને **ભાષણો** દ્વારા ઉપદેશ આપવાથી દેશની ચઢતી થવા સંભવ છે. આ દેશને હાલના જમાનામાં એજ શ્રેયસ્કર છે.

**પરદેશ ગમન**—નો અર્થ ફક્ત વિલાયતમાંજ આવી ગયો લોકો ગણે છે તે ભૂલ છે. વિલાયત પણ જવું જોઇએ છતાં આફ્રીકા, ઓસ્ટ્રેલીયા ને એશીઆના બીજા દેશોમાં જવાથી પણ સારી અસર થવા સંભવ છે. જ્ઞાતિ બંધન આ બાબતમાં વચ્ચે ન પડે તો વધારે ફાયદો થાય. જ્ઞાતિ બંધનો કેટલેક અંશે શિથિલ કરવાની જરૂર

જણાય છે. પરદેશ ગમનના ઉત્તેજન માટે સ્કોલરશીપો કાઢવી જોઇએ.

**લગ્ન**—આ બાબતમાં તો ફક્ત મોટી ઉમરે વિવાહ (સગાઇ) કરાવવા ને તે બાદ ૧૫ ની ઉમર પહેલાં છોકરી પરણાવવી નહીં જોઇએ. છોકરાની ઉમર ૨૦ થી ૨૫ હોવી જોઇએ. આ વિષયમાં બહુ ઉંડા ઉતરી જીંદગીનો મોટો ભાગ નકામો કાઢવો ઉચિત નથી.

**રોટી વ્યવહાર** છે ત્યાં **બેટી વ્યવહાર** થાય તો વધુ ફાયદો થાય.

[ઘણા દીવસના વિરામ પછી આજે તા. ૨૬-૧-૧૩ સં. ૧૯૬૯ના પોસ વદી ૪ રવેઉ લખવાની સ્ફુરણા થઈ આવે છે.]

ઉપરના વિષયોમાં કંઇ જાણવા યોગ્ય ઉમેરવાનું નથી. પણ કુટુંબ ઉપર એક પછી એક દુઃખદાયી ઘા આવે છે તેની નોંધ લેવાની છે.

પોષ સુદી ૨ તા. ૯-૧-૧૩ ગરેઉના દિવસના ત્રણ વાગતાં મારી સ્ત્રી **ચંદનલક્ષ્મી** સુવાવડના દિવસો પુરા કરતાં છોકરી ભીતરજ મરી જવાથી વેદના ભોગવતાં સ્વર્ગવાસી થઈ ગયાં. આ બનાવ અચાનક બની જવાથી મારી જાત ઉપર તથા કુટુંબી જનોના મન ઉપર આઘાત માફક પડ્યા પડ્યા. પ્રિય બંધુ **મનુભાઇ**ના પરલોક ગમનને હજી પુરા ૧૦ માસ થયેલા નહોતા તેટલામાં મારી

પત્નીએ તે રસ્તો લીધો. મારી નાની 'તારી' બાળકી (પુત્રી)ને છઠ્ઠા વરસમાં રખડતી, રડતી, રઝળતી મુકી તેની મા ચાલી ગઈ. તેની મગજશક્તિ સાધારણ હતી છતાં તેનામાં ક્ષમાનો ગુણ ઘણોજ સારો હતો. જુના વિચાર મિશ્રિત નવા ગુણો તેમાં કદી કદી દર્શમાન થતા હતા. બાળપણમાં ભણેલાં નહોતાં છતાં પરણ્યા બાદ ભણેલાં તે ફક્ત ઉપયોગ પુરતું હતું. સામાન્ય રીતે તન્દુરસ્તી, દેખાવમાં સારી હતી પરંતુ શ્રીકાર નહોતી. મારા ઉપરનું વાહાલ ઉમર વધતાં વધતું જતું હતું. છતાં પીએર તરફ વધારે સ્નેહ ઢોળાયલો હતો. નાનપણમાં તેમની મા તેમને છજ વરસની મુકી ગુજરી ગયેલાં હોવાથી સ્નેહાળ મશીઆઈ બહેનના હાથ નીચે ઉછરેલાં તેથી તેમના ઉપર ઉપકાર સહિત પ્રેમ રાખતાં. આ બહેન તેમનાં કાકાના દીકરાનાં પત્ની થતાં હોવાથી બેવડા સગાઈ સંબંધમાં હતા. હાલના જમાનાને અનુસરીને, મારા વહીવટના અનુકુળ તેમનું વર્તન હોવાથી હું હાલ તો આનંદમાં દિવસ નિર્ગમન કરતો હતો. સુવાવડના દિવસો શરૂ થતા પહેલેથી તેમના શરીરનો વાયુ ને ત્વજા ગરમીનો વ્યાધી સમાવવા માટે પુરતી કાળજી લીધેલી. ગર્ભ રહયો ત્યારથી પણ સાવચેતી રાખેલી છતાં ભાવિ આગળ કોણ ડાહ્યું છે?' એ ઉક્તિના આધારે નિર્માણ દિવસે તેમનો જીવ આ ફાની દુનીઆ છોડી

પરલોકવાસી થયો. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો !!! શાંતિ ! શાંતિ ! શાંતિ !

આજ ઉપરના બનાવને ૧૭ દિવસ થયા છે પણ પ્રસંગોપાત તેની મનહર છબી યાદ આવ્યા કરે છે, તેમાં વળી જ્યારે નાની બાળકી કોઈ પ્રસંગે કલ્પાંત કરે છે ત્યારે તેની જરૂર જણાઇ આવતાં મનમાં ઓછું આવે છે. આ બધું છતાં પણ લોકો બીજી પરણવાની વાત કહે છે તેમાં ભવિષ્યનો લાભ સમાયલો જણાતાં હા ભણવી પડે છે.

બીજી વખતનું પરણવું એ વિચાર હિંદુસ્તાનમાં દુઃખદાયક છે કેમકે સંસારીક રિવાજો ખામીઓવાળા છે. વળી તેવો વિચાર સરખો પુરૂષ કરી શકે છે, પણ સ્ત્રીઓ તો તે વિચાર કરતાંની, સાથે દોષિત ઠરે છે. નાની બાર–તેર વરસની બાળકી લાવીને ગયેલી પત્નીની જગા પુરવી એ ઉમર અને વિચારનું કજોડું કરવા જેવું છે.

બીજી બાજુ તપાસીએ છીએ ત્યારે લાગે છે કે આ જીંદગીની હીંદુસ્તાનમાં શી કીમત છે? પર રાજ્યના તાબા નીચે દબાઇ રહેવાથી દેશની આર્થિક સ્થિતિ અધમ થતી ચાલી છે. બાહારથી દેખાય છે કે દેશની દોલત વધી છે પણ તેમ થવા બદલે ઉલટી સ્થિતિ થતી ગઇ છે. દેશની કાચી ધાતુ ને કાચી વસ્તુઓ લાખો કરોડોની બહાર દેશાવર જાય છે ને તેની બનાવેલી વસ્તુઓ દશ

વીસ પચીસ ગણા દામ આપી પાછી ખરીદવી પડે છે, પરંતુ જો તેથી ઉલટી રીત ચાલતી હોય તો જન સમાજ અત્રે ઘણો પૈસાદાર થાય. દેશની શારીરિક સ્થિતિ સાંસારિક રૂઢીઓએ નબળી કરી નાંખી છે એટલે હવે સ્થીતિ એ થઈ છે કે અત્રેના મનુષ્ય માત્ર અંદરથી અને બાહ્યથી ધોવાઈ જતા લાગે છે. મોટા વેપારી ફક્ત સટ્ટા ઉપર આધાર રાખે છે જેને પરિણામે પરદેશી ફાવી જાય છે. તેઓ દુધની તર કાઢી લે છે ને છાશ બિચારા હિંદીના હાથમાં રહે છે. જો કે પ્રથમ દોષ રાજાનો છે ને બીજો દોષ પ્રથમ જેટલાજ મહત્વનો અત્રેની પ્રજાનો છે. હશે, હાલમાં જે થાય તે થવા દેવામાંજ ડહાપણ છે, પણ આવી એકલ અવસ્થામાં નોકરીથી વિરકત થઇને અમેરિકા જવા મન થતું જાય છે. અત્રેની જીંદગી હાલ ખતમ કરી ત્યાં ધામાં નાખી ત્યાંની સ્થિતિનું અવલોકન કરી અત્રે કંઇક ખ્યાલ અપાય તેમ થાય તો જન કલ્યાણ કરવા જેવું કહેવાય.

[ઘણો સમય વીત્યા બાદ ઘણી ઈચ્છા છતાં આજ સુધી અનુકુળ પ્રસંગ નહી મળવાથી સમયાનુસાર વિચારો ટાંકી રાખવાનું બની શક્યું નથી, પરંતુ તાજી યાદશક્તિ જે સુચવે છે તેવા મુખ્ય બનાવોની ટાંચણ કરૂં છું. તા. ૯–૧૨–૧૩ સં. ૧૯૭૦ના માગસર સુદી ૧૧ મંગળવાર.]

ઉપરની નોંધ લીધા બાદ ફાગણ સુદી ૧ થી મારા

આખા કુટુંબથી તેમની મીલકતમાંથી પિતાશ્રીને લિખિત ફારગતી આપી તદન છુટો પડયો છું. આ વખતે મને મારો પગાર માસિક રૂ. ૨૬૦) નો કાયમનો મળતો હોવાથી મારે કુટુંબની એકત્ર મિલકતમાંથી કંઇ પણ નહીં લેવા વિચાર હતો પરંતુ બીજા લગ્નમાં કેટલોક ખરચ થવાનો તેથી કરીને પિતાશ્રી તથા મુ. ભાઇશ્રી ચુનીભાઇની રાજી-ખુશીથી ઉચક રૂા. ૨૫૦૦) લઇ મુ. ભાઇ જેઠાલાલ જેકીશનદાસની રૂબરૂ તેમના હાથે ફારગતી લખી આપી છે જેથી હવે તે મિતીથી હું મારી જે મિલકત મારી પાસે હાલ જણુસો ફરનીચર મળીને થાય તે તથા હવેથી ભવિષ્યમાં જે થાય તે બધી મારી સ્વતંત્ર મીલકત છે તેમાં બીજા કોઇ ભાઈ ભાંડુનો હક નથી.

ઉપર પ્રમાણે એકલો સ્વતંત્ર થયાબાદ કાઠીયાવાડમાં કન્યા શોધવા મુ. ભાઇ ચુનીભાઇ તથા પરમમિત્ર કેશવલાલ બંને નીકળી પડયા. તજવીજ કરતાં મન પસંદ ને મોટી ઉમરની કન્યા અનુકુળ ન્યાતથી મળી આવી નહીં કેમકે તે વખતે કાઠીઆડમાં ઘોળ થયેલા હોવાથી ચુડા વીગેરે ભાગમાંથી તેમ બની શકયું નહીં ને નીરાશ થઈ પાછા આવ્યા એટલામાં ન્યાતમાંથી ન્યાતના શા. કલ્યાણદાશ ભાઈજીની દીકરીની ભાળ મળી ને તજવીજ કરતાં ખટપટથી તે કન્યાનો પત્તો લાગ્યો. વૈશાખ સુદી ૯ બુધવારની રાતના બોરસદ

મુકામે મારી ગેરહાજરીમાં વેશવાળ થયું ને લગ્ન સુદી ૧૧ તા. ૧૯-૫-૧૩નાં કર્યાં. ઉતાવળથી લગ્ન થઈ ગયાં. આ બીજી વારની કન્યાનું ત્યાંનું નામ ચંચળ ને અત્રેનું નામ **લીલાવતી** પાડયું. આ નવી વહુ દેખાવમાં રૂપવાન, હોંશીઆર ને અક્કલવાળી દેખાય છે. ઉમર વરસ ૧૬ છે. પણ સંસ્કાર ગામડાના હોવાથી ભાષા ને નીતિ ઉમદા નથી. તા. ૧લી જુલાઇથી અત્રે આવેલાં છે તેથી કંઇક વહીવટ બદલાવા લાગ્યો છે–મનોનુકુળ થવા લાગી છે.

ઉપર પ્રમાણે મારી સંસારિક સ્થીતિ બદલાતાં કંઈ સુખ વધુ મળશે એમ લાગ્યું. તા. ૨-૫-૧૩ થી એકટીંગ ડેપ્યુટી કલેકટરનો રૂ. ૩૦૦+૭૫ ભથાવાળી છ માસ માટે જગ્યા મળી. આવી રીતે સુખમાં દિવસ નિર્ગમન કરૂં છું પણ વળી તેટલામાં પિતાજીની સખત માંદગીના તાર આવ્યા. તેઓશ્રી આસો સુદી ૧૫ના રોજ સુખી કુટુંબ મુકી ૭૩ વરસની વૃદ્ધ વયે પરલોકવાશી થઇ ગયા.

(લગભગ પાંચ વરસના લાંબા અરસા બાદ આજે આ બુક હાથમાં લેવાનો વખત આવે છે. તા. ૨૬-૬-૧૮ સં ૧૯૭૪ના જેઠ વદી ૧ બુધવાર.)

પરમાત્માની ગતિ ગહન છે. મનુષ્ય ધારે છે કંઇ ને કુદરત કરે છે કંઈ. ઉપરની હકીકત લખાયા બાદ આજ સુધી સુખમાં દિવસ નિર્ગમન કીધા ને તેમાં તથા નોકરી

મુકી દેવી એ એક માનસિક ઘેલછા ( mania ) માં આ ડાયરીમાં રોજનિશી (નોંધ) લેવાતી રહી ગઇ. આ પાંચ વરસ મારી જીંદગીમાં તેમ દરેક વ્યાપારી વર્ગમાં—અરે આખી આલમમાં એક યાદગાર વખત પસાર થઇ ગયો છે. શરૂઆતમાં બેંકોની ભાંગતુટ ને તેથી વેપારી લોકની થયેલી કફોડી સ્થિતિ તે બાદ અણધારી હિંદમાં તે વખતે નહીં ઇચ્છેલી અચાનક દુનીઆ હચમચાવી મુકનાર ને આખી આલમનાં મગજને ડામાડોળ સ્થિતિમાં લાવનાર અને રૂપીઆનો લખલુટ ખરચ કરાવનાર તથા કરોડો નિર-પરાધી મનુષ્યોનો વધ કરાવનાર પશ્ચિમની **ભયંકર લડાઇ** ઉભી થઈ. શરૂઆતમાં તેણે વ્યાપારને ભારે ધોકો પહોંચાડયો. લોકોના મનમાં રાજ્ય વિષે વસ-વસો પેઠો. દેશમાં હ્રાસ ભાગ થઈ. બાદ થોડા દિવસો વસ્તુ સ્થિતિ બદલાતી ચાલી. વ્યાપારમાં દરેક લાઇનમાં તેજી ચાલી. વેપારીઓનાં મોઢાં ઉપર લાલી આવી ને હાલ વધારે ધીકતી તેજીમાં વ્યાપાર ચાલુ છે. લડાઈ ચાલે ત્યાં સુધી હજી તેજી ચાલશે એમ લોકવાયકા છે. આ હકી-કતની વધુ વીગતવાર નોંધ નીચે પ્રમાણે છે—

**સંવત ૧૯૭૦**—ના કારતક વદી ૩ સોમના રોજ પિતાશ્રી પાછળ માહાજન જમાડી આખા અઠવાડીઆમાં માસીઆ છમાસીઆનાં જમણુ ખુશ ખુશાલીથી કરી શુક-

રની સાંજના પરવાર્યો. શનીવારની સવારમાં જેમ વાદળમાંથી એક તારો ખરી ચમકારો થાય અથવા કાંઈ ભારે પદાર્થ પડવાથી ઓચિંતો છાતીના ધબકારા ઉપર અસર થાય તેવા રૂપના સ્પીશી બેન્કના મેનેજર મી. ચુનીલાલ સરૈયાના મરણના—આપઘાતના ખેદકારક સમાચાર સાંભળ્યા. સમાચાર સાંભળતાંજ જેની પાસે શેરો હતા તેઓના જીવ ઉડી ગયા કેમકે પોતાના શેરોની આપેલી કીંમત ઉપરાંત તેના બાકીના રૂ. ૫૦) ના કોલ આપવા ઉભા હતા. અમારા કુટુંબની તે વખતની સ્થિતિ ખરેખર માનસિક ચિંતા ઉત્પન્ન કરાવે તેવી હતી. પુજ્ય પુન્યશાળી પિતાશ્રી સ્વર્ગવાસી થયા તેમની પાછળ ક્રિયા ખરચ બાદ આવી આફત !—વળી મુંબાઇની દુકાનની આબરૂ સાચવવા દેવામાં ને શાંત રાખવા, આ બધી માનસિક વિટંબણાઓ અમારા વ્યાપારે-બહાદુર મુરબ્બી ભાઇશ્રી **ચુનીભાઈ** ઉપર હતી છતાં હિંમ-તથી તેમણે કુટુંબની આબરૂ કે આંટમાં ઉણપ ન આવવા દઈ વખત પસાર થવા દીધો. તે વખતે જમે લેવા જવા જતાં ન મળે. સ્પેશીબેંકના મેનેજરના મરણથી તે બેન્ક લીકવીડેશનમાં ગઇ તે પાછળ ક્રેડિટ બેન્ક અને નાની મોટી મળી ૨૦–૨૫ બેન્કોની હાલનડોલન સ્થિતિ થઈ ગઈ. લગભગ બધી દેશી અને કેટલીક વિદેશી બેન્કો ચિંતાતુર સ્થિતિમાં હતી તેના કારણથી લેવડદેવડ બંધ થઇ ગઈ.

એક દુઃખ તો હતુંજ અને તેમાંયે વળી કુદરતને તે ઓછું પડયું હોય તેથી અખાડ વદ ૯ ને રોજ રાતના મારા પિતાતુલ્ય અને સુખ દુઃખના વિસામારૂપ દાનવીર જૈન-કુલભૂષણ **શેઠજી માણેકચંદજી** અણચિંતવ્યા વિના મંદ-વાડે દેવલોક પામ્યા. આ બનાવથી મારા દિલને જે આઘાત થયો તે અવર્ણનીય હતો. મારા પિતાશ્રીના મરણથી જે દુઃખ થયું હતું તેના કરતાં પણ આ દુઃખ વધારે સાલવા માંડયું. શેઠજી પણ સ્પીશબેંકના બેસી જવાથી ચિંતા મગ્ન રહેતા કેમકે એઓને પોતાનાં નાણાં કરતાં ધર્માદા ખાતાંઓની વધારે ફિકર હમેશાં હતી અને એમના હસ્તક ચાલતાં ધાર્મિક ખાતાંઓના ઘણાં નાણાં સ્પીશી બેંકમાં રોકાયલાં હતાં. આ બનાવને થોડા દિવસજ વિત્યા એટલા-માંજ તા. ૪ ઓગસ્ટ ૧૯૧૪ શ્રાવણ માસમાં ભયંકર લડાઇ શરૂ થયાના ચોંકાવનાર સમાચાર આવ્યા. એટલે દરેક વસ્તુના ભાવ રૂપીઆના આઠ અને છ આના થઇ ગયા. રૂના ભાવ જે રૂપીઆ ૨૫૦થી ૩૫૦ માં ચાલ્યા કરે તે ઘટીને રૂ. ૧૬૦)ના ભાવ થઇ ગયા. નસીબવાળા ગણ્યાગાંઠા મંદીના વ્યાપારમાં કમાયા, પરંતુ હાજર માલવાળાનાં ડોસલાં બેસી ગયાં. ઘણા વેપારીઓનાં નળીઆં ગણાવા લાગ્યાં. બેન્કોની સાથે વેપાર કરનારાઓ પાસે માર્જીન માગવામાં આવી. જે વેપરી એંટ પુરી ન કરે તે ન્હાસે. વખત કફોડો આવ્યો.

લોકો છતે પૈસે દેવાળાં કાઢવા લાગ્યાં. અધીરાઈ વધી પડી. નવી જાતના ગપગોળા દેશાવરોમાં ચાલવા માંડયા. મુંબઇમાં ગોળા-બોમ્બ અને હવાઇ વીમાનો પડે છે. મુંબઈ ગોળાથી ઉરાડી મુકશે. બાળી મુકશે. ખાલી કરશે. જોતીષીઓએ જોષ કાઢયા. એક વર્તારો આવ્યો કે **સંવત ૧૯૭૧** ના માગશર સુદી ૬ ના રોજ મુંબઇનો ટાપુ બહાર દેશાવરથી છુટો પડી જશે જેના કારણે બધા લોકો ન્હાશભાગ કરવા લાગ્યા. તેમાં ખાસ કરીને મારવાડીઓ ગીનીઓ લઈ પુંજી એકઠી કરી ભાગી જવા લાગ્યા. સુદી ૬ ના રોજ હું તો નોકરીઆત એટલે અત્રેજ હતો. કુટુંબ બોરસદ હતું. સુદી ૬ પસાર થઈ. કંઇ થયું નહીં. બાદ માસ બે માસ વીતી ગયા એટલે લોકો ડાહ્યા થયા ને પાછા મુંબઇમાં કીડીઓની માફક ઉભરાવા લાગ્યા.

મારે ઘેર ચી. બાબુનો જન્મ સં. ૧૯૭૧ના કારતક વદી ૩ સુકરની રાતના શુભ ચોઘડીએ થયો, જેના શુભ સમાચારે કુટુંબમાં આનંદ વર્તાવી દીધો. સં. ૧૯૭૦ની સાલમાં દીલગીરી અને ખરાબ ખબરો સિવાય વેપારી લાઈનમાં કંઇ નહોતું. સંવત ૧૯૭૧ના વરસની શરૂઆતથી હસતાં મોં અમારા કુટુંબમાં દેખાવા લાગ્યાં. વ્યાપારમાં તો ઉપર જણાવ્યા પ્રમાણે ફિકર હતીજ. પરી. જેઠાલાલ પ્રેમાનંદની ચાલતી પેઢીમાં હાજર ગાંસડીઓ લગભગ ૬૦૦ હતી

તેમાં અમારા ભાઇઓને હીસ્સે ખોટ ગણાય, ઉપરાંત બીજી નુકસાની ગણાય. આ સ્થિતિમાં ચુનીભાઇએ ખાનગી ધંધો રૂનો કરવા માંડયો. વસ્તુસ્થિતિ બધે બદલાવા લાગી. રૂના ભાવ રૂ. ૨૦૦–૨૫૦–૩૦૦ થવા આવ્યા. લોકોનાં મોઢાં ઉપર લોહી દેખાવા લાગ્યું. દીવાળી સુધીમાં બાહોશ ભાઇ ચુનીભાઇએ આખી ઉમરમાં નહી અનુભવેલો રૂપીઆ ૨૫–૩૦ હજારનો મોટો નફો કર્યો. બીજા લોકો પણ નફો કરવા લાગ્યા. મારો ચુનીભાઇ સાથે વ્યાપારમાં ભાગ હતો. આ વરસથી પ્રથમ ખાનગી વ્યાપારમાં મન દાખલ કર્યું. મને લગભગ રૂ. ૫–૬ હજાર મળ્યા ને ભાઇઓને રૂા. ૨૫ હજાર મળ્યા. આ કારણથી પરી. જેઠાલાલ પ્રેમાનંદદાસની ચાલતી પેઢીમાં દુકાન વહેંચી જુદા પડવાની વાત ચાલી ને દીવાળીએ જુદા પડયા.

આ વરસમાં મારે હાયરની પરીક્ષા વગર તૈયારીએ પણ છેલ્લી તક છે માટે કરી જવું એમ ધારી ત્રણ માસની રજા લીધી ને પરીક્ષામાં નાપાસ થયો. તેથી ડેપ્યુટી કલેકટર થવાના કાયમ ચાન્સ ઉપર પથ્થર પડયો.

**સંવત ૧૯૭૨ની** સાલમાં ચી. જયંતીલાલ એક વરસનો થવા આવ્યો. આનંદમાં વરસ પસાર થયું. વેપારીઓને સારૂં વરસ નીવડયું. ભાઇઓને અઢળક ધન રૂમાં મળ્યું. ઉપર જણાવ્યા પ્રમાણે પરી. જેઠાલાલ પ્રેમાનંદદાસની

પેઢી વહેંચાઇને ત્રણ દુકાંનો (૧) પરી. ભોગીલાલ અમરતલાલના નામથી ત્રીભોવન કાકાના દીકરાઓની આગલી (૨) પરી. જેઠાલાલ ત્રીકમલાલના નામથી પરી. જેકીશનદાસ ઇશ્વરદાસ તથા પરી. રણછોડદાસ ઇશ્વરદાસની ચહીઆરી ને (૩) પરી. મનુભાઇ પ્રેમાનંદદાસના નામથી. પરી. પ્રેમાનંદદાસ નારણદાસના દીકરાઓએ (મારા ભાગ સિવાયના બીજા ચારેના ભાગથી) કરી. સંવત ૧૯૭૨ના આસો સુદી ૧૩ના રોજ સવારના શુભ ચોઘડીએ શરૂ કરી. ત્યારથી બધાની દુકાનો જુદી જુદી ચાલે છે. એજ વરસના એપ્રીલથી મારો પગાર રૂ. ૩૦૦) થયો. ગ્રેડ રૂા ૩૦૦–૨૫–૪૦૦ થયો.

ભાદરવા માસમાં મારી લીલાવતીને નવ માસ પુરા થવા આવ્યા હતા. વચમાં તબીઅત નરમ થવાથી સુવાવડ બોરસદ કરવી ઠરાવી. બોરસદમાં પરી. જેઠાલાલ તથા કેશવલાલ જેકીશનદાસના બંગલામાં ચી. પુષ્પા ભાદરવા વદી શુક્રવારની સાંજના જન્મી. બાદ બીજે અઠવાડીએ પરી. પુંજાભાઈ ભાઇજીવાળું ઘર રૂ. ૨૧૦૧)માં લેવાનું નકી કર્યું. આસો વદી ૧૩થી રીપેર કામ શરૂ કરાવ્યું ને ઘરમાં રહેવા જવા માટે કુંભ ઘડો મુકવાનું શુભ મુહૂર્ત સંવત ૧૯૭૩ના માગશર સુદી ૧૫ના રોજ હતું. ઉપર પ્રમાણે સં. ૧૯૭૨ની સાલ વસ્તી વાડી પૈસા સુખ શાંતિમાં નિર્વિઘ્ને પસાર થયું. પરી. મનુભાઇ પ્રેમાનંદદાસની પેઢી

ઘણીજ સારી સ્થિતિમાં ચાલતી થઇ. આ વરસની આખેરીએ રૂ, કાપડ, અનાજ, ચોખા, કરીયાણું વીગેરેના ભાવ ચઢી ગયા. ને લોકો પૂર્વે નહી અનુભવેલો નફો કમાયા. સરકારે ઇન્કમટેક્સ વધારી ૧ આનો કર્યો. લડાઇ પુર જોશમાં ચાલતીજ રહી. કમનશીબે મિત્ર રાજ્યોના સામા પક્ષને વિજય મળતો ગયો. જર્મન શેહેનશાહે એ અરસામાં રૂશીઆ ઉપર ભારે હલ્લો લઇ જવા વ્યુહ રચના ગોઠવી હતી, જેના પરીણામે બીજા વરસમાં રૂશીઆ લગભગ સર કર્યું. તેના લશ્કરને મિત્ર રાજ્યના લશ્કર સાથે જોડવા દીધું નહી.

સં. ૧૯૭૩ની સાલમાં વધુ બનાવો બન્યા ગણાશે. કુટુંબમાં પરી. પ્રેમાનંદ નારણદદાસના નામથી લગભગ સં. ૧૯૧૯ની સાલથી ચાલતી પેઢીનું નામ બદલી ઓરસદમાં તેમના ભાગીદારો પરી. દામોદરદાસ તથા પરી. મનુભાઇ પ્રેમાનંદદાસના નામથી બે વહીવટ શરૂ થયા. મોટાભાઈ જરા આકળા સ્વભાવના ને નીતિ અનીતિની કીમતવાળા નથી એટલે તેમનું મગજ તેમના કબજામાં નહીં. તેમની હઠ તથા ગેરવ્યાજબી રહેણી કરણીથી તે ચારે ભાઇઓએ સં. ૧૯૭૩ના ફાગણ માસમાં વહેંચણી કરી લીધી, જો કે ત્રણ ભાઇઓનો વહીવટ ભેગો પરી. મનુભાઇ પ્રેમાનંદદાસના નામનો ગણાયો.

મુરબ્બી ચુનીભાઈ વેપારી લાઇનમાં બાહોશ તથા કુટુંબ વત્સલ ખરા. તેમની ખંત અને અનુભવથી લીધેલા લાભ વડે આખા કુટુંબને તાર્યું ને ન્યાતના લોકોની ચાહના મેળવી. ભાઈશ્રી કેશવલાલ કુટુંબવત્સલ ખરા, જાતે હોંશીયાર ખરા પરંતુ વેપારમાં જરા ભીરૂ. બંનેને પુત્ર વિસ્તાર નહીં છતાં પણ કુટુંબ નાતીલાઓમાં કેમ ઉંચું પદ ભોગવે તે માટે પગલાં ભરતાં હતા. મારી પોઝીશને પણ આડકતરો લાભ આપ્યો હશે. સં. ૧૯૭૩ના પોસ સુદી ૩થી આણંદજીનમાં નાતનું પંચ ભરાયું હતું. આ પહેલાં કારતક માસમાં અંકલેશ્વરના પંચ તથા તેમાંના કેટલાક સદ્‌ગૃહસ્થોનું ધ્યાન અમારા કુટુંબના આગળ વધવા તરફ દોરાયું હતું, તેના પરીણામે કારતક સુદી ૫ ના રોજ એક ગૃહસ્થ શા. નાથુભાઇ કેવળદાસે આવી અમારા મનુભાઈના મોટા ચી. ચંદુલાલ સાથે પોતાની દીકરીનો વિવાહ કીધો. અમારા ઘરમાં મોટી ઉમરે વિવાહ થવાનો રીવાજ પડી ગયો હતો તેથી આ વિવાહને અમોએ વધાવી લીધો. તેના અંગે અંકલેશ્વરના પંચ સાથે આખા ઘરના એટલે અમો ચારે ભાઇઓ જોડાયા. ભાઇ દામોદરદાસના પુત્ર ચી. રતીલાલનું પણ વેશવાળ ત્યાં થયું. આ બનાવથી આખી ન્યાતમાં ચર્ચાએ રૂપ લીધું. અમારા હિતૈષીઓને આ વાત ઠીક લાગી નહીં. માગસર સુદી ૧૫ ના રોજ જ્યારે મારા નવા

ઘરમાં રહેવા જવાનું કુંભ સ્થાપનાનું મુહૂર્ત હતું તેજ શુભ દિવસે વડોદરે જળયાત્રાનો રથ નીકળી મોટો વરઘોડો નીકળ્યો હતો. તે નિમિત્તે સગાં વાહાલાંઓ મળ્યા, ને તેના પરીણામે ઉપર જણાવ્યા પ્રમાણે પંચ ભરાયું. પંચમાં અમારા આખા નારણદાસ મકનદાસના ઘરના બધા પુત્રોના વિવાહ થયા. ન્યાતની દૃષ્ટિથી કુટુંબની પોઝીશન ન્યાતમાં વધી, પરંતુ કેળવણીની તથા નવા જમાનાની દૃષ્ટિથી એમ બન્યું કે **મારી પોઝીશન ઉતરી** કેમકે મારો પુત્ર ચી. જયંતીલાલ જે તે વખતે ફક્ત બે વરસનો હતો તેનો વિવાહ વેડચના શા. મંગળદાસ નાથાભાઈની દીકરી કમળા સાથે થયો. નાના દીકરાઓના વિવાહ થયા ને વર કન્યા વચ્ચે તફાવત રહયો નહીં. મારા મનમાં જમાના વિરૂદ્ધના વિવાહથી ઘણું લાગી આવ્યું પરંતુ કુટુંબના ઉદય આગળ મારી પ્રતિષ્ઠાનો ભોગ આપ્યો. મારે પણ અંકલેશ્વર સાથેનો નવો વ્યવહાર ત્યજી મારી દીકરી ચી. તારાગવરીનો વિવાહ કેરમસદના શા. બેચરદાસ ભુલાભાઈના દીકરા મુળચંદ વેરે કર્યો. આ રીતે ત્રણ પેઢીથી ઠેકાણું પડતું નહીં તે કુટુંબ ન્યાતમાં સારા પાયા ઉપર ગણાવા લાગ્યું.

ફાગણ માસમાં મારી નાની પણ હસ્તી પુષ્પા પુત્રી દેવલોક પામી તેની માતુશ્રીને માનસિક વેદના પણ ઉભી કરતી ગઈ.

વ્યાપારમાં પણ આ વરસ સં. ૧૯૭૨ની સાલથી ઉતરે તેમ નથી. આ લડાઇના અરસામાં દરરોજ ભાવોની ચઢા ઉતરી થયા કરે છે. ગીની, સોનું, રૂ, અળસી, ઘઉં, કપુર વિગેરેના ભારે સટ્ટા ચાલવા લાગ્યા છે. નશીબવાળા લોકો કમાય છે, કમનશીબ ગુમાવે છે. રોજ રાજકીય બાબતોના અશ ખોટા અપગોળા છાપામાં આવે છે તેના પરીણામે રોજ ભાવ ચગડોળે ચઢે છે. કોઇને આમ થપડાક પડે છે તો બીજાને બીજી બાજુ એકંદર બધી. વસ્તુઓના ભાવ ચીકી ગયા છે. આથી લોકો મોટે ભાગે નફામાંજ છે.

સરકાર દિનપ્રતિ દિન ધાસ્તીમાં આવતી જાય છે. છાપામાં જરમન સરકારની જીત દરરોજ વંચાય છે તેના પરિણામે હિંદુસ્તાનમાં એક નવીન પ્રકારની જાગૃતી આવી છે. મદ્રાસમાં ગવર્નરે મીસિસ **એની બીસેંટ** તથા તેના બે હોમરૂલર સાથીઓને નજર કેદ કીધા તેમની કોઇ પણ પ્રકારની ટ્રાયલ કીધી નહીં તેથી પ્રજા ઉશ્કેરાઇ ગઇ. લોકમાન્ય મી. તીલક તથા મહાત્મા **ગાંધી** (સત્યાગ્રહી) વિગરે આગેવાનોએ તેઓને છોડાવવા માટે પ્રયત્ન કરવા માંડયા. લોકોમાં રાજ્યની કાર્યપ્રણાલીની માહીતિ આપી ને જાગૃતી આણી. ગામડાઓમાં લોકો સરકારી અમલદારથી પ્રથમ ડરતા હતા તે ડર ખસવા લાગ્યો. રફતે રફતે રૂપ એવા પ્રકારનું વધ્યું કે ગામડાના તલાટીઓ તથા નાના નોકરો મોટા અમલદારની સામે થવા

લાગ્યા. વચમાં સરકારે વૉરલોન લેવાની શરૂ કરી. સરકારનો કાયદો સીધો, પરંતુ અમલદારો અમલમાં મુકતાં વાંકો કરી નાખે તો શું કરવું ? લોન લેવામાં અમલદારોએ કચાસ કરવા માંડયો. હોમરૂલરોએ એ વાત સરકારના કાને આણી ને ત્રાસનો છેવટે નાશ થયો. ખાનગી તપાસમાં વાત ખરી ઠરી ને ખાતાની રૂયે અમલદારોને ઠપકો મળ્યો.

આનું ઝનુન નાના વિદ્યાર્થી વર્ગમાં, વિચારવંત ભણેલાઓમાં, ઉંચ પ્રકારની કેળવણી લીધેલાઓમાં, ઉચ્ચ પંક્તિના વ્યાપારીઓમાં વિગરેમાં પવનની માફક પસરી ગયું. મારા મનમાં પણ તેની અસર થઇ. છાપાઓમાં બ્રીટીશ સરકારની જીત આવતી નથી. લોક ઉપર ત્રાસ વધતો જાય છે સરકાર એક બાજુ ટેકસીસ નાખે છે. બીજી બાજુ વેપારના ભાવો ઉંચા જતા અટકાવવા પ્રયત્નો આદરી રહી છે. સીધી કે આડકતરી તે પગલાં ભરે છે. રેલવેમાં દેશી વેપારીઓના માલ જતા અટકાવે છે દેશીને વિલાયત, આફ્રીકા, જાપાન જવામાં વાંધો-પાસપોર્ટ આપે નહીં. રાજ્યકીય બાબત માટે તો છેકજ અંધ પીછોડો જાણે કે પોતાની પોલ બાહાર પડી જશે, પાર્લામેન્ટમાં ખબર પડી જશે ને તેમનાં કૃત્યો બાહાર પડશે, એવી ધાસ્તીથી હિંદુસ્તાનની બાહાર કોઈપણ કાગળ અરજી કે મનુષ્યને જવા દેવામાં નથી આવતું. હથીઆર વિનાની નિર્માલ્ય

બિચારી હિંદ પ્રજા! આવા વખતમાં પણ માથું ઉંચકતી નથી. આખી દુનીઆની સપાટી ઉપર કોઇ એવી નિર્માલ્ય પ્રજા નહીં હોય કે જે ૧૫૦-૨૦૦ વરસથી પરતંત્રતાની જુસરી નીચે સડયા કરે ને વખત આવે જરાપણ માથું ઉંચું ના કરે. એ તે વફાદારી કે બીહીકણુપણું? ભલે રાજ્યોએ આ દેશના વેપાર ઉદ્યોગને કચડી નાખી નિર્જિવ બનાવી મુકયો, પ્રજા વર્ગ ત્રાસથી ભુખડી બારસ જેવો થઈ ગયો. કોલેજની કેળવણીમાંથી ઇતિહાસ બંધ કરાવી બેટાને બાપની ઓળખ બંધ કરાવી. આવા **સુધરેલી પ્રજાના નામથી હુકમો કર્તા રાજ્ય કારભારીઓ! તમારાથી નવ ગજના નમસ્કાર હોજો.** હે પરમકૃપાળુ ભગવાન્! કાળાં અંતઃકરણ વાળી યુરોપી પ્રજા! તમારામાંથી ઉદારતા તથા દયાએ રજા લીધી ને તેના પરીણામે તમો દરેક ઓફીસોમાં, દરેક વ્યાપારમાં, દેખીતો અન્યાય કરો છો તે હાલની ઉછરતી અને સુધરેલી પ્રજા કેમ સહન કરે?

આવા સંજોગોમાં સં. ૧૯૭૩ની સાલ પસાર થઇ ને મારા કર્મે કમનશીબ સં. ૧૯૭૪ની સાલ આવી. શરૂઆતમાં અમદાવાદ તથા દેશમાં પ્લેગનો ત્રાસ હતો. મારી પત્નીને નવ માસ પુરા થવા આવ્યા. દેશમાં પ્લેગના જોરે મુંબાઈમાંજ સુવાવડ કરવાનું નક્કી થયું. પોષ વદી ૭ ના

રોજ પુત્રીરત્ન પ્રાપ્ત થયું. આ એવા ખરાબ ચોઘડીઆમાં બનાવ બન્યો કે આગળ ઉપર તે તથા તેની મા બંને કાળના ભોગ થઈ પડયાં. પ્રસવ કાળમાં તાવ લાગુ પડયો. દવા કરાવી અંધેરી તથા માથેરાન વગેરે સ્થળોએ હવા-ફેર માટે ખરચ ખટપટ કરી છતાં કુટુંબના કમ નસીબે વૈશાખ સુદી ૧૪ તા. ૨૪-૫-૧૮ની ભયંકર બપોરના બા ઉપર એક વાગે આણંદના સાલવેશન આર્મીના દવાખાનામાં કાળ કર્યો. હું તેમની સારવારમાં એકલો હોવાથી મને ઘણુ લાગી આવ્યું. ચી. તારા તથા ચી. જયંતીલાલને રડતાં મુકી એકલાં પસાર થઇ ગયાં. પોતાનાથી આગળ ૧૦ દીવસ અગાઉ સુદી ૩ ના રોજ નવી જન્મેલી પુત્રી ચી. નિર્મળાને પહેલી વિદાય કરી હું તેમની સંગતમાં આનંદ કરતો હતે તે એકલો પડી ગયો. પરમાત્માની મરજી. ખરેખર દૈવ બળવાન છે.

વ્યાપારમાં આ વરસ પણ તેજીનુંજ છે. રૂના ભાવ રૂ. ૭૦૦) દર ખાંડીના, ગીનીના ભાવ રૂ. ૨૦ થઇ ગયા હતા. સોનું પાટલાના ભાવ રૂ. ૩૨) થયા હતા. કાપડ મોંઘુ-અનાજ મોંઘું, બધું મોંઘું. સાધારણ લોકની સ્થિતિ ઘણીજ દયામણી છે. બોરસદમાં ગરીબ વર્ગને મદદ માટે સસ્તા અનાજની દુકાન પરી. મ. પ્રેમાનંદની પેઠીએ ઉઘડાવી છે તેમાં રૂ. ૫૦૦) મદદના આપવાના કર્યા છે. વેપારમાં

બે પઇસાની ઉત્પન્ન કરી છે. આ ડાયરી લખું છું ત્યારે હું રજા ઉપર છું. આજ તારીખ ૨૮ મી જુન છે.

મારી લીલાવતીની સાથેનાં સુખ યાદ આવે છે ત્યારે લાગી આવે છે. નાની વયમાં લાયકી મેળવી પાડોસીઓમાં પ્યાર ઉત્પન્ન કરી તે ચાલી ગઇ. તેના અવસાનના કારણે મારા મગજનો નોકરી છોડવાનો ધ્વનિ દૂર જતો રહ્યો. નોકરી મુકવા માટે મંદવાડના નિમિત્તે હકની લાંબી રજા લીધી પરંતુ કર્મવશાચે તે રજાનો મોટો ભાગ તેના મંદવાડ તથા અવસાન બાદ ઉત્તરક્રિયામાં ગયો. તા. ૧૩–૬–૧૮ના રોજ હું મુંબઇમાં પરવારી એકલો આવ્યો. પરમાત્મા તારી ગતિ ગહન છે. ઓરસદ તા. ૧૧મી મે ના રોજ જતી વખતે નાની બાળકી નિર્મળા હસ્તા વદને રમતી હતી. તેની મા આટલાવશ હતી, પરંતુ મારા નિર્મળ અંતઃકરણમાં બંનેને ત્યાં મુકીને પાછો આવીશ એવી કલ્પના પણ નહોતી. ઓ પરમ કૃપાળુ દેવ! હવે તેમની જગા પુરનાર તથા મારા ભવિષ્યના સુખના સાથીને જલદીથી શોધી કાઢ, જેથી છોકરાંઓની જલદીથી સંભાળ લેવાય.

આ દુઃખદ સ્થિતિમાંથી ઉગરવાને માટે અને બચ્ચાંઓની સંભાળ લેવાય એજ ખાસ ઈરાદાથી ચિત્ત હવે રાત દિન ગોથા મારવા લાગ્યું. આમ તેમ બહારગામ કાઠીયાવાડ વગેરે સ્થળે કન્યા માટે તપાસ કરવા માંડી, પણ મારૂં

હૃદય અભણ બાળા સાથે જોડાવા માટે આનાકાની કરતું હતું. કેટલીક વખત એમ પણ થાય કે હવે લગ્ન કરવાં એ વાસ્તવિક ન ગણાય, તો કેટલીક વખત એમ પણ થાય કે આ નિરાશ્રયી બચ્ચાંઓ અને ઘરની સંભાળ માટે જરૂર તો ખરીજ, તેમજ ઘરમાં પણ રસોઇ વિગેરે માટે પણ પરાધીનતા સ્ત્રી વિના ખચિતજ પડે એ પણ લાંબા અનુભવે વેઠેલું હોવાથી લગ્ન માટેનો વિચાર હંમેશા ચિત્તમાં ઢાળાવા લાગ્યો, પણ હવે લાવવી કયાંથી? કેમકે હમારી ન્યાતીમાંથી મળી શકે, પણ તે ઘણે ભાગે નાની ઉમરની મળે અને તે પણ મોટે ભાગે અભણ મળે. એટલે વારંવાર કંઇ કંઇ ઉધામા થાય અને મન ડામાડોળ થયા કરે. એમ કરતાં કરતાં લગભગ ચાર પાંચ માસ વીત્યા. ઘરમાં રસોઈ વિગેરેનું કાર્ય મારા વયોવૃદ્ધ બડીલ ફોઇ નીભાવતાં અને બચ્ચાંને પણ સાચવતાં. એમનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે, પણ આ સ્થિતિ કંઈ હમેશ ચાલી શકે? એ અરસામાં કર્મ સંયોગે બાતમી મળી કે સુરતમાં શેઠ જીવણલાલ કસનદાસ કાપડીઆને ત્યાં ત્રણ ચાર પુત્રીઓ છે તે કેળવાયલી, ઉમ્મરે પોંચેલી અને દરેલ છે, તેમજ જીવણલાલની જ્ઞાતિવાળા તેમને ખોટી રીતે કનડે છે તેથી, તેમજ તેમના વિચાર આગળ પડતા હાલના જમાનાને અનુસરતા છે તેમજ તેઓ નિડર છે એવું જાણવામાં

આવતા ત્યાં તપાસ કરવી શરૂ કરી. મોટાભાઇ ચુનીભાઇને સુરત મોકલ્યા તેમણે તજવીજ કરી, પણ તે વખતે કંઇ સંતોષકારક ઉત્તર જીવણલાલે આપ્યો નહીં, તોપણ કંઇક આશાજનક ઉત્તર દીધો. અને થોડા દિવસ પછી મુંબઇ આવીશ ત્યારે મળીશ એમ કહ્યું. એમ કરતાં દીવાળી વીતી અને કારતક સુદમાં એઓ મુંબઇ આવ્યા, કેટલીક વાતચીત કરી અને ઘણે ભાગે સંતોષકારક જુવાબ આપી અમોને સુરત આવવાનું કહી તેઓ ગયા.

તેમને પણ આ કાર્ય કરવામાં બહુજ વિચાર કરવાનો હતો. કેમકે એક તો જ્ઞાતિ રીવાજથી વિરૂદ્ધ, બીજું સગાઇની પણ કંઈક વાતચીત થયેલી, ત્રીજું સગાંવહાલાંઓને પણ સામેલ રાખવા અને પબ્લીક રીતે લગ્ન કરવાં એ બધી સંકડામણ હોવાથી તેઓ નિડર હોવા છતાં પણ વિચારી વિચારીને આગળ વધતા હતા.

**ત્રીજું લગ્ન**—સંવત ૧૯૭૫ ના કારતક શુદ ૧૩ ને દિને હું તથા મોટા ભાઇ ચુનીભાઈ સુરત ગયા. શુદ ૧૪ને દિને તેમને મળ્યા અને તેજ દિને સુભાગ્યે તેઓએ અમારી માંગણી સ્વીકારી. અને તેમની મોટી પુત્રી **ચંપાવતી** સાથે સગાઇ જોડાઇ. કન્યાની ઉમ્મર લગભગ ૧૮-૧૯ વરસની હશે, તે સાત ચોપડી ગુજરાતી પાસ તથા ઠરેલ અને હોંશીઆર અમોને જણાઇ.

આથી મારૂં મન પ્રફુલ્લિત થયું અને હવે બાળકોના દુઃખમાં તેમજ મારા દુઃખમાં ઘટાડો થશે એવી આશાની ઉર્મીઓ ઉછાળા મારવા લાગી, કેમકે મનુષ્યો ઘણે ભાગે આશાવાદીઓજ હોય છે.

સગાઇ નક્કી થઈ એ વાતની સુરત, મુંબાઇ તેમજ અમારા વિભાગમાં ખબર પડી ગઈ, જેથી કેટલાકો આશ્ચર્ય પામ્યા કેમકે આ બનાવ આ વિભાગમાં નવોજ હતો. મારૂં મન પણ આ કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરશે કે કેમ તે માટે શંકાશીલ થયા કરતું. મેં લગ્નને માટે તાકીદથી પતી જાય તો ઠીક એમ ધારી સુરત સુચના કરી, પણ તેઓએ જણાવ્યું કે હાલમાં લગ્ન આવતાં નથી, પોશ માસમાં આવે છે. આથી બે અઢી માશનો ગાળો પડે તેમાં શું શું થાય! કદાચ જીવણુલાલનું દીલ બેહેકાવનાર કોઇ મળી જાય તો શી ફજેતી! એમ અનેક તર્ક વિતર્ક થયા કરે, પણ લગ્નનું કાર્ય કંઈ મારી મુનસફીની વાત નહોતી એટલે લાચાર! મારો વિચાર તો એવો કે ખાનગી રીતે ઉકલી જાય તો ઠીક, પણ તે વાત જીવણુલાલને રૂચતી નહોતી. તેઓ તો પબ્લીકમાં સ્નેહીઓની સામેલગીરીથી, અને રીતસરની ધામધુમથી કરવા માંગતા હતા. અને મને પણ સો પચાશ આદમી સાથે આવવાનું કહેતા.

આખરે લગ્નનો દિવસ ચોકસ થયો. પોષ વદ ૫ ને

વાર સોમેનું મુહુર્ત જણાવ્યું. અને મને ત્રણ ચાર દિવસ આગળથી આવવાનું લખ્યું, પણ મને રજા નહિં મળી તેથી અમો પોષ વદ ૪ ની રાત્રે મુંબાઇથી લગભગ ૫૦-૬૦ સગાં સ્નેહીઓને લઇને સુરત લગ્નને દિવસે સવારે ઉતર્યા. લગ્નની તમામ ગોઠવણ સંતોષકારક જોઇ મારૂં મન પ્રફુલ્લિત થયું. એજ દિવસે અત્રે લગ્ન વિધિ નિર્વિઘ્ને અને સારી ધામધુમથી થઇ અને બે દિવસ રહી અમો સર્વે પોસ વદ ૭ વાર શુક્ર રાત્રે સુરતથી નવી ધર્મ પત્નિ સહિત મુંબાઇ આવવા નિકળ્યા.

પોષ વદ ૯ ની પ્રભાતે મુંબાઇ ઉતર્યા. ઘરમાં પગ મુકતાની સાથેજ નવોઢાં પત્નીએ તમામ ચાર્જ ઘરનો સંભાળી લીધો. કેળવણીનો સુંદર દાખલો મારા હૃદયમાં હું ગણુવા લાગ્યો. "મોરના ઇંડાને ચીતરવાં પડતાં નથી." અગર પુત્રીનાં લક્ષણ પારણાંમાંથી" તેમ ચોખ્ખું જણાવા લાગ્યું. આથી મારા મનને અધિક સંતોષ થયો અને દુઃખ પછાડી સુખનો સ્વાદ અનુભવવા લાગ્યો.

૧૯૭૫ના આજ વરસમાં ગુજરાતના ઘણા ભાગમાં ગયે સાલ ચોમાસું કસુતરૂં નીવડયાથી દુષ્કાળ જેવી સ્થિતિ હતી. ઘાસચારાની ઘણીજ અછત! એક રૂપીયાના ચાર પાંચ પુળા પણ માણુમાણુ મળે. એવે સમયે અમારા બોરસદમાંની પાંજરાપોળ નીભાવવી અને વધારે સંખ્યામાં આવતાં ઢોરોને

પાળવા બનતા પ્રયાસો કરી નાણાંની વ્યવસ્થા કીધી, સોજીત્રા વિગેરેના પણ કેટલાક સભ્યો ઢોર પાળવા સારૂ નાણાંની જોગવાઈ કરવા મારી સહાય લેવા પધારતા તેમને યથાશક્તિ મદદ કરી, સારી રકમો ભરાવી આપતો.

વળી બોરસદમાં મ્યુનિસીપલ કન્યાશાળાનું મકાન બંધાવવા સારૂ રૂ. ૫૦૦૦) મેં આપ્યા છે તથા ખાનગી રીતે કોલેજ સ્ટુડન્ટસને સ્કોલરશીપ આપી મદદ કરતો રહું છું. તેમજ ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદમાં છે તે તથા બોરસદ એડવર્ડ મેમોરીયલ હાઇસ્કુલ અને તેમના સેક્રેટરી સાથે મુંબાઈમાં ફરીને સારી રકમ ભરાવી આપી છે.

મારી નોકરી તો ચાલુજ છે, પણ વ્યાપારની અભિલાષા વારંવાર થયાજ કરે છે. મારો વિચાર જાપાન જવા માટે થાય છે, તેથી જાપાની ભાષાનું કામચલાઉ શિક્ષણ લેવું હાલ શરૂ કીધું છે. આ અરસામાં મારી શારીરિક પ્રકૃતિમાં પાચનશક્તિમાં કંઇક ન્યૂનતા જણાવા લાગી, તેથી વિચાર થયો કે બહારગામ હવાફેર જવાય તો ઠીક પડે, જેથી નોકરીમાંથી માસ એકની રજા મેળવવી ઉચિત ધારી રજા મેળવી અને હવે કયાં જવું તે વિચાર કરતાં આખરે નિશ્ચય થયો કે આબુજીના હવાપાણી સારાં છે અને ત્યાં એક પંથ ને બે કાજ થશે. કેમકે હું મારી જીંદગીમાં નોકરીને લીધે વિશેષ તીર્થયાત્રા કરી શકેલો નહીં. તેથી આ

રજાનો માસ ત્યાંજ શાંતિથી અને ધર્મ ધ્યાનમાં પસાર થાય તો સારૂં એમ વિચાર્યું.

વૈશાખ સુદમાં ફેમીલી સાથે આબુ જવા સારૂ નીકળ્યો. સોજીત્રે તથા અમદાવાદ રોકાઇને ત્યાંથી અમો ખરેડી (આબુ રોડ) પહોંચ્યા. ત્યાંથી પાસ લઇ પહાડ ઉપર ગયા.

એલ. પી. પરીખ.

\+ + + +

વ્હાલા વાંચક બંધુઓ,

બસ ! આટલે સુંધીનું વૃત્તાંત લખેલું તેમના હાથનું છે. તેઓ આથી આગળ લખી પણ કયાંથી શકે ? કેમકે ભાવી બળવાન છે. મનુષ્ય ધારે છે શું અને કર્મ કરે છે શું ! ધાર્યું ધુળમાં મળી ગયું. તેમના મનથી બાંધેલા હવાઇ કિલ્લાઓ એકાએક ટૂટવા માંડયા સારી હવાને ઠેકાણે તો કાળરૂપી ભયંકર રાક્ષસે ઝેરી હવા છોડી દીધી. અમોને માત્ર ત્યાં ગયાને ચાર પાંચ દિવસ પણ નહી થયા હોય તેવામાં મારી બગલમાં દરદ (કાખ બળાઇ) નીકળ્યું તેની અસહ્ય વેદનાને લીધે મારે તથા તેમને પણ ઉજાગરા થવા માંડયા. દવા ચાલતી હતી પણ હજી તે પાકસું નહોતું તેવામાંજ દૈવી કોપ તેમના પર પણ ઉતર્યો. તેમને એકાએક તાવ આવ્યો. દવા કરતાં તાવ તો નરમ પડી ગયો. સેજસાજ રહેતો, પણ શરીરના સાંધાઓ એવા અકડાઇ

ગયા કે ઉઠાઇ શકવું મુશ્કેલ થયું. પગના સાંધાઓમાં સખત દુખાવો અને તેને લીધે તેઓને કુદરતી હાજત વિગેરેની બહુ મુશ્કેલી પડવા લાગી. મારૂં દરદ તો હતુંજ તેની પીડા બાજુ પર રાખી તેમની ચાકરીની ફરજ મારે બજાવવાની. મારાથી બની શક્તી દવા તથા ઉપચારો હું કરતી તથા ત્યાં દવાખાનું હતું તેના ડૉકટરની દવા ચલુ હતી. ડોકટર સાહેબ દિવસમાં બે વખત આવતા તથા સેક વીગેરે કરવાનું કહેતા તે હું કરતી અને તેઓ સારી આશા આપતા હતા કે બે ત્રણ દિવસમાં સારૂં થઇ જશે. કશું ભય જેવું નથી. દવા કરતાં આઠ દશ દિવસ થયા, તાવ તો નહોતો, પણ સાંધાનું દર્દ કંઇ નરમ પડયું નહીં અને ખોરાક લેવાતો ઓછો થયો તેથી અશક્તિ વધતી ગઈ. એઓ પોતે અડગ હિંમતવાન હોવા છતાં પણ હવે કંટાળ્યા. કરવું શું ? કંઇ ફેર પડતો નથી. આખરે તેઓનો વિચાર થયો કે અહીંથી પાછા મુંબાઈ જઇએ તો ઠીક. કેમકે ત્યાં દવા પણ સારી થાય અને સગાં સ્નેહીઓ પણ પાસે હોય તો બધી અનુકુળતા રહે. મંદવાડની ખબર એમણે મુંબાઈ પણ બરાબર જણાવેલી નહીં. એમના મનમાં એવું હશે કે રખેને તેઓને ફિકર થાય.

**મરણ**—આખરે જેઠ સુદ ૪ ની પ્રભાતે અમો મોટરમાં પહાડ પરથી નીચે ખરેડી આવવા નીકળ્યાં. નીકળતી વખતે રૂ. ૩૦૧) આબુમાં એક ઓરડી બાંધવા માટે તથા કુવાની ખાસ ત્યાં જરૂર હતી, તે માટે રૂ ૨૦૧) આપવા માટે

કહ્યું. નીકળ્યાં ત્યારે તેમની પ્રકૃતિ કંઇક સારી હતી. સારી શુદ્ધમાં હતા, પણ નીચે ઉતરતાં તેમને સરદી લાગી હોય એમ જણાયું. આ શરદી મોટરના ઝપાટાબંધ ચાલવાથી, પહાડની ઠંડી હવાથી અથવા પરિશ્રમથી થઇ હશે એમ અનુમાન કીધું. સેકન્ડ ક્લાસની ટીકીટ લીધી. મુંબાઈ અમારી જવાની ખબર તારથી પેઢીમાં આપી. આબુરોડ સ્ટેશનથી એમને માણસોએ ઉંચકીને રેલ્વેમાં બેસાડયા કેમકે ઉઠવાની તાકાદ નહોતી તેમજ દુખાવાને લીધે પણ ઉભા થઇ શકાતું નહોતું. ટ્રેન ઉપડી ત્યાં સુધી તો શુદ્ધિ ઠીકઠાક હતી પણ સાધારણ લવારી જેવું જણાતું હતું.

હું પણ આવા મંદવાડના કામમાં વિશેષ પરિચિત નહિં એટલે સ્થિતિ બરાબર કળી શકી નહિં. આવે વખતે ઠરેલ, વયોવૃદ્ધ પરિચિત માણસ સાથે હોત તો સારી સલાહ મળત, પણ "ભાવી ભુલાવે" તેમ થયું. ગાડી ઉપડયા પછી તેમની માંદગીનું સ્વરૂપ બદલાતું ગયું. શરદી ધીમેધીમે વધતી ગઇ. લવારી બકારી શાંત થઇ. એમ કરતાં મ્હેસાણા સ્ટેશન આવ્યું. ત્યાંથી આગળ **ડાંગરવા** સ્ટેશન લગભગ તેમની મુખમુદ્રા તદ્દન બદલાઈ ગયેલી જણાઇ તે વખતે કુદરતે મને એટલી અક્કલ સુજાડી કે મેં રૂ. દસ હજાર પુન્યના કહી દીધા એટલામાં ડોળા ફાટી ગયા. એ જોઇ હું ગભરાઈ પણ મને આ વખતે કંઇ સમજ પડે નહીં કે આ શું? મારી જીંદગીમાં મેં આવા બનાવો અનુભવેલા નહીં એટલે સ્તબ્ધ થઇ ગઈ. તેમને બોલાવ્યા

પણ જુવાબ કોણ આપે? તેમનો અમર આત્મા તો વિનાશિક દેહને છોડીને ચાલ્યો ગયો, એટલે મારા પ્રયત્નો નિષ્ફળ ગયા! હાય! હવે શું કરૂં? કોને બોલાવું? અહીં ચાલતી ટ્રેને મદદગાર પણ કોણ? મારી છાતી એકદમ ભરાઇ આવી, મારાથી છુટે પોક રડી દેવાયું, મારી સાથે નિરાધાર નમાયાં **તારા** તથા **બાબુ** પણ રડી પડયા; એ બિચારાં નિર્દોષ બાળકો મા વિનાનાં તો હતાંજ તેમાં પણ વળી તે દુઃખ અધુરૂં હોય તેમ તેમના માયાળુ પિતાશ્રી ચાલતા થયા તેથી તેઓ પણ છેકજ ભયભીત થઇ રોવા લાગ્યા.

અમારો આવો ભયંકર ઘોંઘાટ અને આર્તનાદ બાજુમાંના ખાનામાં બેઠેલા એક દક્ષિણી ઓફીસરે સાંભળ્યો. તેઓ લાગલા અમારા ખાનામાં દોડી આવ્યા. તેઓએ એમનો ચેહેરો જોઇ જાણી લીધું કે આ ગૃહસ્થ મારા પરિચિત છે. આ શું સ્થિતિ? તેમણે જોયું કે મરણ તો થઇજ ચુકયું છે; પરંતુ હવે જો સમયસુચકતા નહિં વાપરવામાં આવશે તો વધારે આપત્તિમાં ઉતરવું પડશે કેમકે રેલ્વેવાળાઓને ખબર પડી જાય તો તરત લાસને ઉતારી નાખે.” આથી તેમણે અમો બધાને ધીરજ આપીને કહ્યું કે “બ્હેન! જે થવાનું હતું તે થઇ ગયું છે. એમાં હવે આપણો કોઇ ઉપાય ચાલે તેમ નથી. હવે તમો જો

ઘોંઘાટ કરશો તો ચર્ચાઇ જશે અને લાશને રસ્તામાંજ કાઢી નાંખશે, તો તમો વધારે આફતમાં ઉતરશો માટે તમારૂં દુઃખ ભયંકર છતાં પણ આ વખતે હૃદય પથ્થર જેવું બનાવી મુંગા રહો. મારાથી બનતી મદદ હું આપવા તૈયાર છું. એઓ મારા સહચારી છે. પરમેશ્વરેજ મને આ વખતે મદદ કરવા મોકલ્યો હશે. હવે આપણે બહુ યુક્તિથી કામ લેવું પડશે." એમ કહી તેઓ અમારી પાસેજ બેસી રહ્યા. કલોલ સ્ટેશન આવ્યું. ત્યાં તેમણે ઉતરીને મારી સુચના અનુસાર ત્રણ તાર કર્યા. એક મુંબાઈ, બીજો સુરત અને ત્રીજો અમદાવાદ બોર્ડિંગ ઉપર, તેમાં પણ ચાલાકી વાપરી એમણે સખત માંદગીનીજ ખબર આપી કેમકે મરણની ખબર આપે તો રેલ્વેવાળા ચેતી જાય, આમ છતાં પણ રેલ્વેવાળાને સંશય તો પડીજ ગયો. તેઓએ તપાસ ચલાવી. અમારા ડબ્બા પાસે આવી ગાર્ડે પૂછયું "કોણ માંદું છે?" અમે ઉપલક ઉડાવનારો ઉત્તર આપ્યો કે "જરા તબીયત બગડી આવી છે." પણ તેમણે માન્યું નહિં અને બારીક તપાસ કરી તો અમારૂં તરકટ જણાઈ ગયું. તેમણે કહ્યું કે "તમારે લાશને બહાર કાઢી નાંખવી પડશે" આ વખતે હું જો એકલી હતે તો મારૂં કશું ચાલત નહિં પણ દૈવયોગે કે કંઇ સ્હેજસાજ પુણ્યના ઉદયે કરી પેલા દક્ષિણી સજ્જન મારી પાસે હતા તેમણે ગાર્ડને બહુ

સમજાવ્યા, આજીજી કરી અને તેમનો પરિચય આપી પોતાનો પણ પરિચય આપ્યો તથા જો કાંઇ રેલ્વે તરફથી ઠપકો કે જોખમદારી પડશે તો સહન કરવા પોતે જણાવ્યું. આથી માસ્તરને કંઈક દયા અને શરમ ઉત્પન્ન થઇ, જેથી અમોને વિના અડચણે અમદાવાદ સુધી જવાનું સુગમ થયું.

**મુશીબતો**—અમદાવાદ સ્ટેશને ટ્રેન સાંજના સાડા પાંચને આશરે આવી. ત્યાં અમે ઉતર્યા અને લાશને ઉતારી બાંક ઉપર મુકાવી. અમદાવાદ બોર્ડિંગમાં તાર ગયેલો હોવાથી ત્યાંથી ત્રણ ચાર છોકરાઓ અમોને શોધતા આવી પુગ્યા. તેઓ આ સ્થિતિ જોઇ બહુજ ગમગીન થયા. હું તેમને ઓળખી શકી નહીં પણ મારી તારાએ તેઓનામાંથી ઓળખ્યા. તેમણે અમોને સારી મદદ કરી. ગામમાં મરહુમના મિત્રો તથા ભાઇ દામોદરદાસને ખબર આપવા ગોઠવણ કરી. ભોગે જોગે દામોદરભાઇ ત્યાં નહોતા, બોરસદ ગયેલા હતા.

બોર્ડિંગના છોકરાઓએ મને પુછીને તુરતજ એક તાર મુંબાઇ પેઢી પર, એક સુરત મારા પિતાશ્રી ઉપર અને એક બોરસદ દામોદરદાસ પર કીધો તેમાં મરણની ખબર જણાવી તરતજ આવવા લખ્યું. ખબર મળતાં તેમના મિત્રો પણ આવી પુગ્યા. અહીં પોલીસવાળાઓએ સબને અટકાવ્યું, અને ડૉકટરી તપાસ કરવી પડશે, હોસ્પીટલમાં લઇ જવું પડશે વિગેરે ખટપટ ચાલી. આખરે સબને

હૉસ્પીટાલમાં લઈ જવું ઠર્યું. ત્યાં લઇ ગયા. અને સવારે તપાસવા ઉપર વાત રહી. રાતના હું તથા બચ્ચાંઓ તેમના મિત્ર જેસીંગભાઇને ત્યાં લોહીભરી આંખે પડી રહ્યાં અને તેમના સબ પાસે બૉર્ડિંગના છોકરાઓને રાખ્યા.

સવારે અમો બધા હૉસ્પીટાલ ગયા, ત્યાં કેટલીક રીકઝીક અને ખટપટ ચાલી. અમે આબુના ડૅાકટરની દવા ચાલુ હતી તેના દાખલાઓ આપ્યા. તેમજ બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની લાગવગ ચલાવી આખરે સબને ચીરાતું બચાવ્યું.

મુંબાઇ તથા બોરસદ તાર વખતસર પહોંચી જવાથી ભાઈ દામોદરદાસ, ચુનીલાલ, તથા કેશવલાલ વિગેરે આવી પહોંચ્યા પરંતુ મારા પિતાશ્રીને કર્મયોગે બંને તાર છેક સવારના દશ વાગતે મળ્યા, એટલે તેઓ જલદી આવી શકયા નહીં.

હૉસ્પીટાલમાંથી સબ અમોને સોંપ્યું અને રીતિ અનુસાર અગ્નિસંસ્કાર તેમના બંધુઓએ કીધો.

**હાય ! દુર્દૈવ !** મુજ અભાગણીની આ શું દશા !!! માત્ર સાડાત્રણ માસ માટેજ સુખનું બિંદુ સરજાયલું હશે ? શું સુખનો વખત માત્ર વિજલીના ચમકારા જેવોજ મારાં કર્મમાં લખાયેલો હશે ! મારાં પાપીણીના ભાગ્યમાં શું માત્ર દુઃખજ ભરાયલાં હશે ? મારી જન્મદાતા માતુશ્રી તો પાંચ વરસ થયાં મને વિયોગીની મુકી ચાલી ગઇ હતી. પિતાશ્રીએ

અત્યંત મહેનત અને કષ્ટ સહન કરીને મુજ અભાગિણીના હાથમાં હીરા સમાન પતિ મુકયો, પણ મારાં પાપીણીનાં કર્મભાગ્યે **હીરો હાથમાંથી ખોવાઇ ગયો.** હાય ! મારી હવે શું સ્થિતિ ! મારો અબળાનો વીશામો કોણ ? મારા પારવાર દુઃખનો છેડો હવે કયાં ? આ ભયંકર વજ્ર સમાન દુઃખ મારાથી કેમ સહન થશે ? વિગેરે અનેક દુઃખના આઘાતોના ઉછાળા મારા હૃદયમાં આવવા લાગ્યા.

**હે** પરમકૃપાળુ પરમાત્મા ! આવું અસહ્ય અને ભયંકર દુઃખ દુશ્મનને પણ ના દેખાડીશ.

અમો સાંજની ટ્રેનમાં અમારા વતન બોરસદ ગયાં ત્યાં લૌકિક વ્યવહારની ક્રિયાઓ કરી મહિનો સવા મહિનો ત્યાં રહી નિરાધાર સ્થિતિમાં તારા તથા બાબુને લઇ મારાં પૂજ્ય જેઠાણી સહિત મુંબાઇ આવી અને ઉજ્જડ વેરાન સમાન લાગતાં ઘરમાં પ્રવેશ કર્યો. સ્થિતિનું કેવું પરાવર્તન ! કેવી ખુશી ખુશાલીથી ઘરમાંથી નીકળવું અને હવે કેવી ગમગીન અને હૃદયવિદારક દશામાં પાછું આવવું.!!! ખરેખર આ સંસારની ઘટનાઓ અકળીત અને પાણીના પરપોટા જેવી છે. એમાં જરા પણ સંશય નથી.

લી.

પુર્વનાં કરેલાં કર્મ ભોગવતી દુઃખી વિધવા—

**ચંપાવતી.**

ॐ

# श्रीसोमदेवसूरिविरचित-

# द्वादशानुप्रेक्षा.

## (બાર ભાવનાનું સ્વરૂપ)

## (१) अनित्य भावना.

[ अनित्याशरणसंसारैकत्वान्यत्वाशुच्याश्रवसंवरनिर्जरालोक-बोधिदुर्लभधर्मस्वाख्याततत्त्वानुचिंतनमनुप्रेक्षाः ॥

તત્વાર્થસૂત્ર અધ્યાય ૯ સૂત્ર ૭.

(૧) અનિત્ય (૨) અશરણ (૩) સંસાર (૪) એકત્વ (૫) અન્યત્વ (૬) અશુચિત્વ (૭) આશ્રવ (૮) સંવર (૯) નિર્જરા (૧૦) લોક (૧૧) બોધિદુર્લભ (૧૨) ધર્મ—આ પ્રમાણે આ સંસારની સ્થિતિનો બાર પ્રકારની ભાવનાઓથી વિચાર કરીને આત્માએ તેનો ક્રમેક્રમે ત્યાગ કરવો જોઇએ અને સંસારમાં શું તત્વ એટલે સાર છે અને શું અસાર છે તેનું આ બાર ભાવનાના સ્વરૂપ વડે મનમાં ચિંતવન કરવું જોઇએ કે જેથી સાર અસારની પિછાન થતાં સંસારની કુટિલ અને દુઃખમય સ્થિતિમાંથી દૂર ખસી રત્નત્રય ધર્મની પ્રાપ્તિ કરી શકાય, અને રત્નત્રય ધર્મની પ્રાપ્તિ કરી તેને સંપૂર્ણ અંગીકાર કરવાથીજ અવિનાશી, અખંડ અને સંપૂર્ણ સુખરૂપ મોક્ષની પ્રાપ્તિ થઇ શકે. એટલા માટેજ પ્રથમ આ બાર ભાવનાનું સ્વરૂપ જાણવાની જરૂર છે. ]

## વસંતતિલકા છંદ.

उत्सृज्य जीवितजलं बहिरन्तरेते
रिक्ता विशंति मरुतो जलयंत्रकल्पाः।
एकोयमं जरति यूनि महत्यणौ च
सर्वंकषः पुनरयं यतते कृतान्तः ॥१॥

અર્થ—જેવી રીતે રેંટમાળના ઘડા કુવાની અંદરથી પાણી ભરીને લાવે છે અને તેને બહાર ઠાલવીને પાછા પાણી ભરવા સારૂ અંદર ચાલ્યા જાય છે તેવી રીતે આપણા શ્વાસોશ્વાસનો વાયુ શરીરમાંથી જીવનરૂપી પાણી ભરી લાવે છે અને તે બહાર કાઢીને ખાલી કરી ફરીથી તેજ જીવનરૂપી પાણી ભરવા સારૂ અંદર ચાલ્યો જાય છે. એ રીતનો તેનો ક્રમ (વ્યવહાર) રાત દિવસ અને પળે પળે ચાલ્યા કરે છે અને એ રીતે દરેક પળે પળે જીવન (આયુ-ષ્ય) ઘટતું રહે છે. બધાને દુઃખ આપવાવાળા દાવાનળ અગ્નિની માફક અને બધાને પ્રત્યક્ષ દેખાવાવાળો યમરાજ જુવાનોને કે ઘરડાઓને, ગરીબોને કે તવંગરોને, રાજાઓ કે મહારાજાઓને નાશ કરવાને સારૂ સદા અટૂટ પ્રયત્ન કર-તોજ રહે છે તે સિવાય તેને બીજું કંઇ કામ છેજ નહિ.

ભાવાર્થ—આપણને જે શ્વાસોશ્વાસ પ્રતિક્ષણે (પળે પળે) ચાલુ રહે છે તે દ્વારા આપણું આયુષ્ય પળે પળે

કપાતુંજ જાય છે અને તે એક દિવસ અવશ્ય પુરૂં પણ થઇ જશે. તે સિવાય એ યમરાજ પ્રતિક્ષણ જીવોને ભક્ષણ કરવાના ઉદ્યોગમાં લાગેલોજ રહે છે અને આયુષ્ય પુરૂં થતાંની સાથે તો તે ઉઠાવીને લઇજ જાય છે. પરંતુ કોઇ કોઇ વખત તો તે આયુષ્ય પુરૂં થયા વિના પણ ઉઠાવી લઇ જાય છે, તેથી દરેક પ્રાણીઓએ મરવાને માટે તૈયારજ રહેવું જોઇએ. આ મનુષ્ય જન્મ પામીને સૌથી પહેલી રત્નત્રય ધર્મની પ્રાપ્તિ કરી લેવી જોઇએ, કે જેથી મરણ બાદ નીચ પર્યાય પ્રાપ્ત થાય તોપણ કોઇ પ્રકારનું દુઃખ ન થાય અને મનુષ્યજન્મ સફળ થાય. કેમકે રત્નત્રયની પ્રાપ્તિથીજ આ જીવ અનન્ત સુખી થઇ શકે છે, બીજી રીતે કદી નહીં. આ શ્લોકમાં જીવનનું અનિત્યપણું બતાવેલું છે. ૧.

लावण्ययौवनमनोहरणीयताद्याः
कायेष्वमी यदि गुणाश्चिरमावसन्ति ।
सन्तो न जातु रमणीरमणीयसारं
संसारमेनमवधीरयितुं यतन्ते ॥२॥

અર્થ—કદાપિ આ શરીરમાં જોબન, સુંદરતા, રૂપ, લાવણ્યતા, સૌભાગ્ય, બળ વિગેરે પ્રત્યક્ષ દેખાડવાવાળા ગુણો હંમેશા કાયમ રહેતે એટલે તેનો નાશ નહિ થતે તો સુંદર રૂપાળી સ્ત્રિયોદ્વારા અત્યંત મનોહર દેખાવ

આપવાળા આ પ્રત્યક્ષ સંસારને સજ્જન લોકો કદિ પણ છોડવાનો પ્રયત્ન નહિં કરતે.

**ભાવાર્થ**—લાવણ્ય, જોબન વિગેરે શરીરના ગુણો આ વિનાશીક શરીરમાં સદાકાળ નથી રહેતા, તે તો હાથમાં ભરેલી પાણીની અંજુલીની માફક ક્ષણે ક્ષણે નાશ થતાંજ રહે છે. અને નાશ થયા પછી ફરી પાછા દેખાવ દેતા નથી, અને તેથીજ તીર્થંકર, ચક્રવર્તિઓ વીગેરે સજ્જન પુરૂષો ઉપરથી મનોહર જણાતો પરંતુ આખરમાં અત્યંત ઘૃણિત આ સંસારને છોડીને મોક્ષમાં જઈને બિરાજમાન થયા છે, એવું સમજીને ભવ્ય જીવોએ સંસારને છોડવાનો હમેશા પ્રયત્ન કરતા રહેવું જોઈએ. આ શ્લોકમાં રૂપ લાવણ્ય પણું વગેરેને અનિત્ય બતાવ્યું છે. ૨.

**उच्चैः पदं नयति जंतुमधः पुनस्तं**
**वात्येव रेणुनिचयं चपला विभूतिः ।**
**सम्पत्यतीव जननीवनितासुखाय**
**ताः सूतवत्करगता अपि विप्लवन्ते ॥३॥**

**અર્થ**—જેવી રીતે જોરથી વહેતા વાયુનો પ્રવાહ ધૂળના જથાને પ્રથમ તો ઉડાડીને ઉંચો લઈ જાય છે, પણ પછી તેને નીચે નાંખી દે છે, તેજ પ્રમાણે આ સંસારમાં આ ચંચળ ઐશ્વર્ય અને વિનાશક વિભૂતિઓ આ પ્રાણી-

ઓને રાજ્ય વિગેરે ઉંચ પદ પર સ્થાપન કરીને બહુજ ઉંચે ચઢાવી દે છે, પણ પછી ગરીબ દરીદ્રી બનાવીને અથવા નરકમાં ઢકેલીને બહુજ નીચે પાડી નાંખે છે. આ સંસારના પ્રાણીઓ ઉત્તમ સ્ત્રિયોથી ઉત્પન્ન થનારા સુખને સારૂ અત્યન્ત દુઃખ પણ સહન કરે છે, તેને માટે નોકરી, ચાંકરી, ખેતી, વ્યાપાર વિગેરે સાંસારિક વ્યાપારો કરે છે અને રાતદિન દુઃખી થાય છે, પરંતુ તેજ સ્ત્રિયો બહુજ સંભાળથી મુઠ્ઠીમાં બંધ કરેલા પારાની માફક હાથમાં રહ્યા છતાં પણ નાશ થઈ જાય છે.

**ભાવાર્થ**—જેમ રાજ્ય વિગેરે લક્ષ્મી સંપતિ સ્થિર નથી રહેતી તે પ્રમાણે ઇંદ્રિયોના સુખ પણ સ્થિર નથી રેહેતા. એ બન્ને વિજળીની માફક બહુજ જલદી નાશ થઇ જાય છે. આ શ્લોકમાં રાજ્ય વગેરે લક્ષ્મિ તથા ઇંદ્રિય સુખો અનિત્ય બતાવ્યા છે. ૩.

**शूरं विनीतमिव सज्जनवत्कुलीनं,**
**विद्यामहान्तमिव धार्मिकमुत्सृजन्ती ।**
**चिन्ताज्वरप्रसवभूमिरियं हि लोकं,**
**लक्ष्मीः खलक्षणसखी कलुषी करोति ॥४॥**

**અર્થ**—જેવી રીતે લક્ષ્મિ વિનય કરનાર મનુષ્યને મુકીને ચાલી જાય છે, તેવીજ રીતે મહા બળવાન (સહસ્ર

ભટ, લક્ષભટ કે કોટીભટ) હજારો કે લાખો મનુષ્યોને હરાવવાનું સામર્થ્ય ધરાવનાર અત્યંત શુરવીર પુરૂષોને પણ છોડી જાય છે. એટલે તે વિનયવાનને તજે છે તેમ બળવાનને પણ તજે છે, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થનારને તજે છે તેજ પ્રમાણે પરોપકારી સજ્જનને પણ તજે છે. મોટા મોટા વિદ્વાનોને તજે છે, તેવીજ રીતે ધર્માત્માઓને પણ તજે છે.

ભાવાર્થ—એ લક્ષ્મિ શુરવીર, વિનયી, સજ્જન; કુલિન, ધર્માત્મા, વિદ્વાન, વિગેરે બધાનેજ છોડીને ચાલી જાય છે. કોઇ ઉત્તમ પુરૂષની પણ થઇ નથી ને થવાની નથી. એ સિવાય એ લક્ષ્મિ ચિંતા અને આર્તધ્યાનથી ઉત્પન્ન થતા તાપ અને સંતાપને ઉત્પન્ન કરવાની ભૂમિ છે. જેવી રીતે ભુમિમાંથી બધી જાતનાં ધાન્ય (અનાજ) ઉત્પન્ન થાય છે, તેવી રીતે એ લક્ષ્મિથીજ બધી જાતની ચિંતાઓ, બધી જાતનું આર્તધ્યાન અને બધી જાતના લોભ અને મોહના વિકારો ઉત્પન્ન થાય છે. એ લક્ષ્મિલોલુપી જીવ સદાકાળ તાવવાળાની માફક દુઃખી રહે છે, તેમ છતાં પણ એ નઘુરી લક્ષ્મિ કાયમ રહેતી નથી–દુષ્ટ માણસની દોસ્તીની માફક થોડીવાર સુધીજ પ્રેમ રાખે છે. જેમકે વાદળાંની છાયા, ઘાસની તાપણી, દુષ્ટનો પ્રેમ, સુકી જમીન પર પડેલું પાણી, વેશ્યાની પ્રીતિ, કુમિત્ર, મેઘ ધનુષ્ય વીગેરે.

ભાવાર્થ—લક્ષ્મિ ગમે તેવા ઉત્તમ પુરૂષોને પણ છોડી દે છે. ચિંતા વીગેરેથી જીવને સદા દુઃખી કરતી રેહે છે, તેમ છતાં પણ ક્ષણભરમાં નષ્ટ થઇ જાય છે. એવી એ ઐશ્વર્ય લક્ષ્મિ લોકોને નકામીજ પાપી બનાવી રહી છે. કેમકે "લોભ પાપનું મૂળ" પાપ લોભથીજ થાય છે. લક્ષ્મિને માટે જીવ લોભ કરે છે, અતિશય પ્રકારના જુઠાં સાચાં કરે છે, તોપણ લક્ષ્મિ બે વચની સ્ત્રીની માફક તેના ભોકતાને મુકીને ગમે ત્યારે સપાટાબંધ ચાલી જાય છે. એવી ચપળા લક્ષ્મિને વારંવાર ધિક્કાર નહિં તો બીજું શું ? ૪.

वाचि भ्रुवोर्दृशि गतावलकावलीषु
यासां मनःकुटिलतास्तदिनीतरंगाः ।
अन्तर्न मान्त इव दृष्टिपथे प्रयाताः
कस्ता करोतु सरलास्तरलायताक्षीः ॥५॥

અર્થ—અરે ! જે સ્ત્રિયોના મનની કુટિલતા રૂપી નદિની લહેરો તેના હૃદયમાં (અન્તરંગમાં) નહિં સમાઇ શકી તેથી તે તેના વચનોમાં, ગાલોમાં, આંખોમાં, કેશપાશમાં, ચાલવામાં વિગેરેમાં પ્રત્યક્ષ દેખાવા લાગી છે એવી તે ચંચળ અને દીર્ઘ નેત્રવાલી સ્ત્રિયોને એવો કયો સરળ સ્વભાવનો પુરૂષ છે કે સરળ બનાવી શકે ?

ભાવાર્થ—સ્ત્રિયોનું હૃદય કુટિલતારૂપી લેહેરોથી છલાછલ ભરેલું છે અને તે પણ જાણે ઓછું પડતું હોય તેમ હૃદયમાં નહીં સમાવાથી આંખો, કેશ, સ્તન, જંઘા વિગેરે અવયવોમાં બધેજ ઠીસોઠીસ ભરાઇ બેઠી છે, કે જે લોકોને પ્રત્યક્ષ દેખાઇ રહી છે. એવી કુટીલ અને ચપળા સ્ત્રિયોને કોણ સરળ બનાવીને પોતે સુખી થઇ શકે ? કોઇજ નહિં ! કોઇજ નહિં ! ! મોટા મોટા મુનિયો અને તપસ્વીઓને તપમાંથી ચલાયમાન કરી ઠેઠ નર્ક સુધી હડસેલી દેનાર એજ માલમ પડે છે. એના જેટલું પરાક્રમ બીજામાં હોય એમ લાગતું નથી માટે એવી કુટીલ, માયાચારી સ્ત્રિઓથી અલગ રહેવું એજ ઉત્તમ છે અને તેમાંજ મનુષ્ય જન્મની સાફલ્યતા, સુખ અને હિત છે. ૫.

संहारबद्धकवलस्य यमस्य लोके
कः पश्यतोहरविधेरवधिं प्रयातः ।
यस्माज्जगत्त्रयपुरीपरमेश्वरोऽपि ।
तत्राहितोद्यमगुणे विधुरावधानः ॥६॥

અર્થ—એ યમરાજ સમાન કાળ જીવોનો સંહાર કરવાને અથવા તેને ખાઇ જવાને સારૂ પોતાની પાંચ આંગળીઓ એકત્ર કરીને જાણે ગુસ્સામાં તમાચો લગાડવાને તૈયાર હોય તેમ હંમેશાં તૈયારજ બેસી રહે છે. એ

શિવાય તેણે સોનીની માફક દેખતાં દેખતાંજ ચોરી કરવાનું કામ આરંભ કરી રાખ્યું છે. એ ઠગ જોતાં જોતાં અને રક્ષણ કરતાં કરતાં છતાં પણ જીવોને ઉઠાવીને લઇ જાય છે. એવા એ હત્યાશ નીચ યમરાજની હદ સુધી કયો હોંશિયાર પુરૂષ આ સંસારમાં પહોંચી શકવાનો છે? કોઇ નહિં. કેમકે જે વખતે એ નિર્દય યમરાજ પોતાનો છેલ્લો હાથ બતાવવા–બળ અજમાવવા તૈયાર થાય છે તે વખતે ત્રણ લોકના સ્વામી ભગવાન તીર્થંકર કે ચક્રવર્તિ જેવાનો પ્રયત્ન પણ નિષ્ફળ જાય છે.

**ભાવાર્થ**—આ સંસારમાં કોઈ પણ જીવ એ યમરાજની હદની બહાર એટલે ચોકીમાંથી છટકી શકયો નથી. બીજું તો શું પરંતુ તીર્થંકરો પણ એનાથી બચી શકયા નથી કે એને થાપ ખવાડી શકયા નથી, બધાનેજ એના સામું માથું નમાવવું પડે છે, અને ચુપચાપ એની સાથે સાથે જવુંજ પડે છે. કશી પણ ટેંટેં પેંપેં ચાલતી નથી. અહીં એટલું સમજવું જોઇએ કે આયુષ્યનું પુરૂં થવું એજ **યમરાજ અથવા કાળ** છે. યમરાજ કોઇ દેવ અથવા રાક્ષસ નથી. આયુષ્ય પુરૂં થતાંજ બધાને પર્યાય બદલવી પડે છે. અને આ વિનાશિક હાડમંજ્જામય શરીર રૂપી મકાન બદલવું પડે છે. ઘણી ઘણી મહેનત અને જતન કરીને સાચવેલું આ શરીર પણ જીવને કશી મદદ કરી શકતું નથી, પણ નાશ પામે છે, ૬.

इत्थं क्षणक्षयहुताशमुखे पतन्ति
वस्तूनि वीक्ष्य परितः सुकृती यतात्मा ।
तत्कर्म किंचिदनुसर्तुमयं यतेत
यस्मिन्नसौ नयनगोचरतां न याति ॥७॥

અર્થ—એ પ્રમાણે ઉપરના શ્લોકોમાં જણાવ્યા મુજબ સંસારમાં જોબન, શરીર, સ્ત્રી, લક્ષ્મી, બળ, વિગેરે પદાર્થોને ચારે તરફથી યમરાજરૂપી પ્રલયકાળની અગ્નિમાં પડતા જોઈને હેય અને ઉપાદેયનો વિચાર રાખનાર એટલે પોતાની ઉન્નતિને ચાહનાર પુરૂષોએ આળસને છોડી દઇને કોઇ પણ રીતે અનિર્વચનીય એટલે જે વચનથી વર્ણવી શકાય નહીં પણ જેને યોગીઓજ જાણી શકે એવાં કામ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી ફરીથી એ કાળરૂપી રાક્ષસ કોઇ વખત સતાવે નહિં અગર દેખાવ દે નહિં.

ભાવાર્થ—પહેલાં જણાવી ગયા તેમ સંસારના તમામ પદાર્થો અનિત્ય છે એટલે નિત્ય કાયમ નહિં રહે તેવા છે—ગમે ત્યારે પણ તેનો વિનાશ થવાનોજ છે એવું સમજીને, જાણીને, વિચારીને બુદ્ધિમાનોએ મોક્ષ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ અથવા તેની સામગ્રીઓ ભેગી કરવા મંડી પડવું જોઇએ કે જેથી એ અનિત્ય પદાર્થોનો નાશ થાય તોપણ પોતાને કદિ કોઈ પ્રકારનું દુઃખ થવા પામે નહિં. ૭.

# (२) अशरण भावना.

दत्तोदयेर्थनिचये हृदये स्वकार्ये
सर्वः समाहितमतिः पुरतः समास्ते ।
जाते त्वपायसमयेऽम्बुपतौ पतत्रेः
पोतादिव द्रुतवतः शरणं न तेऽस्ति ॥८॥

અર્થ—હે જીવ! વિચાર કર કે જ્યારે તને પુષ્કળ પૈસા મળ્યા હોય છે ત્યારે એટલે તે સમયે તારો પુણ્યનો ઉદય હોવાથી તું ધનપતિ બન્યો હોય છે તે વખતે તારા ધનમાંથી પોતાને લાભ થાય એવા આશયથી બીજા જીવો તારા સેવક અને આશ્રિત બનીને હાજી હા કરીને સાવધાનીથી સેવા કરે છે અને ધનનો લાભ લે છે એટલે તારી સારી રીતે સેવા ચાકરી કરે છે અને તને ખુશ કરે છે પણ જ્યારે તારો મરણનો વખત આવીને ઉભો રહે છે ત્યારે કોઇ પણ પ્રાણી તારી રક્ષા કરવાને એટલે મૃત્યુથી બચાવવાને મદદ કરી શકતો નથી.

ભાવાર્થ—જેવી રીતે કોઇ મોટા મહાસાગરમાં પુર જોશમાં ચાલ્યાં જતાં જહાજ (વહાણ)માંથી કોઇ પક્ષી ઉડીને આઘું ચાલ્યું જાય અને વહાણ દૂર નીકળી જાય તેથી તે પક્ષી છુટું પડી ગયા પછી તેને બચાવવાને કોઇ

સહાયક નથી હોતો અને તે બીચારાને ઉડી ઉડીને થાકીને આખરે તેજ મહાસાગરમાં ડુબીને મરવું પડે છે તેવી રીતે આપણે પણ મૃત્યુરૂપી કાળ આવી પહોંચે કે હજારો સહાયક પાસે હોય છતાં પણ મરવુંજ પડે છે એટલે કાળ આત્માને ઉઠાવીને લઇ જાય તે વખતે કોઇ પણ મહા સામર્થ્યવાન તેની પાસે હોય તેછતાં પણ તેની રક્ષા કરી શકતો નથી. ૮.

बन्धुव्रजैः सुभटकोटिभिराप्तवर्गै-
र्मंत्रास्त्रतंत्रविधिभिः परिरक्ष्यमाणः।
जंतुर्बलादधिवशोऽपि कृतांतदूतै—
रानीयते यमवशाय वराक एकः ॥९॥

અર્થ—મૃત્યુ સમયે ચાહે તેવા અનેક કુટુમ્બી લોક તેની રક્ષા કરતા હોય, ચાહે સહસ્રવીર, લક્ષવીર, કોટીવીર, વિગેરે યોદ્ધાઓ તેની રક્ષા કરતા હોય, ચાહે પિતા, માતા, મંત્રી, પુરોહિત, ગુરૂ, ઉપાધ્યાય વિગેરે મોટા પુરૂષો તેની રક્ષા કરતા હોય, ચાહે મંત્ર, યંત્ર, વિગેરે વિધિ વડે કે તલવાર બંદુક વિગેરે અસ્ત્રશસ્ત્રોથી ઘેરીને ઉભાં રહેલી ચાર પ્રકારના સૈન્યથી તેની રક્ષા કરવામાં આવતી હોય, ચાહે તે જીવ બધી સેનાથી પણ વધારે પરાક્રમી હોય તોપણ તે યમરાજના દૂત તે વખતે તે એકલાજ જીવને ક્ષુદ્ર

ગણીને યમરાજ (કાળ)ને સ્વાધીન કરવાને ઉપાડીજ લઇ જાય છે.

**ભાવાર્થ**—આ જીવ ચાહે તેવો બળવાન હોય કે ચાહે તેવી ને તેટલી તેની રક્ષા થતી હોય તોપણ તેને યમરાજને આધીન થવુંજ પડે છે તે વખતે કોઇપણ તેની રક્ષા કરી શકતું નથી એટલે મરણથી ઉગારી શકતું નથી. ૯.

**संसीदतस्तव न जातु समस्ति शास्ता**
**त्वत्तः परः परमवाप्तसमग्रबोधेः ।**
**तस्यां स्थिते त्वयि यतो दुरितोपताप ।**
**सेनेयमेव सुविधे विधुराश्रया स्यात् ॥१०॥**

**અર્થ**—હે સમ્યક્ચારિત્રને ધારણ કરી શકનાર આત્મા ! તું જે આ સંસારમાં દુઃખી થઇ રહ્યો છે તે દુઃખોમાંથી બચાવીને તારી રક્ષા કરનાર ખચિતજ બીજું કોઇ નથી પણ પૂર્ણપણે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્ ચારિત્રને ધારણ કરનાર તુંજ તારો પોતાનો રક્ષક છે. કેમકે જે વખતે તું એ રત્નના પિટારા સમાન રત્નત્રય (સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન સમ્યક્ ચારિત્ર)ને ધારણ કરશે તે વખતે તે પાપ અને સંતાપોની સેના નિરાશ્રય થઇ જશે એટલે મરણ પામશે.

**ભાવાર્થ**—જો તારે યમરાજથી પોતાની રક્ષા કરવી

હોય, એટલે જન્મમરણના દુઃખોથી બચવું હોય તો તું રત્નત્રયને ધારણ કર. રત્નત્રયને ધારણ કરવાથીજ તું તારી પોતાની રક્ષા કરી શકશે અને સંસારના પાપ અને સંતાપોના અસહ્ય દુઃખોમાંથી બચી શકશે, બીજી કોઈ રીતે નહિં. ૧૦.

---

# (३) संसार भावना.

कर्मार्पितं क्रमगतिः पुरुषः शरीर-
मेकं त्यजत्यपरमाभजते भवाब्धौ ।
शैलूषयोषिदिव संसृतरेनमेषा
नाना विडम्बयति चित्रकरैः प्रपंचैः ॥११॥

અર્થ—આ જીવ સંસારરૂપી સમુદ્રમાં ગમન કરતાં એક ગતિમાંથી બીજી ગતિમાં અને બીજીમાંથી ત્રીજીમાં એ પ્રમાણે અવારનવાર પરિભ્રમણ કરે છે, ભ્રમરની માફક એક ઝાડ પરથી છુટી બીજે એમ કર્મોના ફળ દ્વારા ઉત્પન્ન થયેલાં એક શરીરને છોડી બીજામાં ને બીજાને છોડી ત્રીજામાં પ્રવેશ કરે છે એમ અનુક્રમે ફર્યાજ કરે છે. અને આ સંસારરૂપી અથાગ જળથી ભરેલા સમુદ્રમાં આમતેમ ગોથાં ખાયાંજ કરે છે. આ પ્રત્યક્ષ દેખાતો

સંસાર નાટકશાળાના તખ્તા જેવો છે અને તેમાં ખેલ ભજવતો નટ અનેક વખત જુદા જુદા વેષ ધારણ કરી સમસ્ત લોકોને ચિંતા, હાસ્ય, અને આશ્ચર્ય ઉત્પન્ન કરાવે છે તેમ આ જીવ અનેક વખત જુદી જુદી પર્યાયોમાં જુદી જુદી જાતના શરીર ધારણ કરી કર્મોનો નચાવ્યો નાચ નાચ્યા કરે છે અને પોતે વિટંબણામાં પડયાજ કરે છે. ૧૧.

दैवाद्धनेष्वविगतेषु पटुर्न कायः
काये पटौ न पुनरायुरवाप्तविस्तं ।
इत्थं परस्परहतात्मभिरात्मधर्मै—
र्लोकं सुदुःखयति जन्मकरः प्रबन्धः ॥१२॥

અર્થ—કદાચિત્ શુભ કર્મના ઉદયથી ધનની પ્રાપ્તિ થઇ જાય તો શરીર ઉત્તમ અને નીરોગી નથી રહેતું, કદાચિત્ શુભ કર્મના ઉદયથી શરીર નિરોગી મળી જાય તો પૈસાની પરિપૂર્ણતા કે આયુની પરિપૂર્ણતા પ્રાપ્ત નથી હોતી, એવી રીતે પરસ્પર એક બીજાના સ્વભાવને નાશ કરનારા પોતપોતાના સ્વભાવથી આ જન્મમરણ ઉત્પન્ન કરનારા પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ રૂપ ચારે પ્રકારના કર્મોના બંધ સંસારી જીવોને અત્યન્ત દુઃખ આપ્યાજ કરે છે.

ભાવાર્થ—સંસારી જીવોને દુઃખ દેવાવાળા કર્મના બંધનોજ છે. એઓનો સ્વભાવજ દુઃખ દેવાનો છે તેથી તે પોતાના સ્વભાવ પ્રમાણે દુઃખ દયાજ કરે છે, પણ તેનો સ્વભાવ હમેંશા એકજ નથી રહેતો. જો કોઇ એક શુભ કર્મનો ઉદય જે વખતે હોય છે તો તેજ વખતે બીજા અશુભ કર્મનો ઉદય એવો હોય છે કે પેલાં શુભ કર્મનો ઉદય પણ બેકાર (નકામો) થઇ જાય છે. જેમકે શુભ કર્મના ઉદયથી ધન તો મળી ગયું પણ અશુભ કર્મના ઉદયથી શરીર નિરોગી નહિં રહેવાના કારણથી પેલા મેળવેલા ધનનું સુખ ભોગવી શકતો નથી. કાદ બીજા શુભ કર્મોના ઉદયથી શરીર નિરોગ થઇ જાય તો એટલામાં આયુષ્ય પુરૂં થઇ જાય અગર ધન નષ્ટ થઇ જાય છે. અભિપ્રાય એ છે કે શુભ કર્મનો ઉદય હોવા છતાં પણ બીજાં અશુભ કર્મોનો ઉદય તેને બેકાર બનાવીદે છે. અને એવીરીતે તે જીવોને હમેશાં દુઃખીજ બનાવી રાખે છે. તેથી **સંસારમાં કોઇ જીવ સુખી નથી;** બધાંજ દુઃખદરિયામાં ડુબકાં ખાયાં કરે છે. ૧૨.

**आस्तां भवान्तरविधौ सुविपर्ययोय-**
**मत्रैव जन्मनि नृणामधरोच्चभावः ।**
**अल्पः पृथुः पृथुरपि क्षणतोऽल्प एव**
**स्वामी भवत्यनुचरः स च तत्पदार्हः ॥१३॥**

અર્થ—આ પ્રત્યક્ષ દેખાઇ રહેલો વિપર્યય ( ફેર-બદલી ) બીજો જન્મ ધારણ કરવાના કારણથી થાય છે એ વાત તો જુદીજ છે. એવું થવામાં તો કોઇ આશ્ચર્યની વાત નથી પણ મનુષ્યનાં ઉંચ નીચ ભાવ આ જન્મમાં પણ બદલાઇ જાય છે. આજે જે દરિદ્રી છે તેજ કાલે ધનવાન થઇ જાય છે અને જે ધનવાન છે તે ક્ષણભરમાંજ દરિદ્રી થઇ જાય છે. આજે જે સ્વામિ ( શેઠ ) છે તેજ કાલે સેવક બની જાય છે.

ભાવાર્થ—ઉપર વર્ણવેલી ઉલટપાલટ સ્થિતિ આ જન્મમાંજ પ્રત્યક્ષ જોવામાં ચાવે છે, તોપછી બીજા જન્મમાં તો એવી ફેરફારી થઇ શકે કે કેમ ? એવી શંકા રાખવાનું કે આશ્ચર્ય પામવાનું કારણજ શું હોય ? હાથકંકણને આરસીની શું જરૂર ? ૧૩.

वैचित्र्यमित्थमनुभूय भवाम्बुराशे—
रातंकबाडवविडम्बितजन्तुवारेः ।
को नाम जन्मविषपादपपुण्यकल्पैः
स्वं मोहयेन्मृगदृशां कृतधीः कटाक्षैः ॥१४॥

અર્થ—જલદીથી પ્રાણને હરણ કરનાર રોગોને જીવલેણ રોગો કહેવાય છે. આ સંસારમાં એવા અનેક રોગો ભરેલા છે કે એ વ્યાધિરૂપી વડવાનળ અગ્નિથી આ અસાર સંસાર-સમુદ્રમાં ભરેલા પ્રાણીયોના જથારૂપ પાણીને વારે વારે

કર્દથિત (દુઃખિત) કરવામાં આવે છે એટલે એ વ્યાધિઓની પીડાથી આ સંસારના પ્રાણીને વારેવારે દુઃખી કરવામાં આવે છે, એવા આ દુઃખદ સંસારરૂપી સમુદ્રમાં ઉપર લખ્યા પ્રમાણે આશ્ચર્ય ઉત્પન્ન કરવાવાળી અનેક દુર્દશાઓનો અનુભવ કરવા છતાં પણ એવો કયો વિવેકી પુરૂષ છે કે જે આ સંસારરૂપી વિષવૃક્ષના ફુલોની માફક સ્ત્રીઓના કટાક્ષોથી મોહિત થઇ જાય ?

**ભાવાર્થ**—આ સંસાર ઝેરી ઝાડના જેવું છે. કેમકે જેવીરીતે ઝેરી ઝાડ દુઃખ આપવાવાળું છે તે પ્રમાણે આ સંસાર પણ પ્રાણીમાત્રને દુઃખ આપવાવાળો છે. તથા હરણની આંખોની માફક સુંદર આંખોવાળી સ્ત્રીઓના કટાક્ષ પેલાં ઝેરી ઝાડનાં ફુલોની માફક છે. કેમકે જેવીરીતે પેલાં ઝેરી વૃક્ષનાં ફુલોને સુંઘીને મનુષ્ય મોહિત અથવા બેહોશ થઇ જાય છે તે વખતે તે પોતે પોતાને સર્વથા ભૂલી જાય છે, તેથી આચાર્ય કહે છે કે જેને હેયઉપાદેયનું જ્ઞાન છે, જે સમજે છે કે હમારે માટે આ હિતકર છે અને આ અહિતકર છે તથા વારંવાર હમેશાં દુઃખ દેનાર આ સંસારનું સ્વરૂપ સમજે છે, અને આ સંસારમાં થનારી આત્માની અનેક જાતની દુઃખમયી અવસ્થાઓનો અનુભવ કરે છે તેઓએ સ્ત્રીઓના વિષથી ભરેલાં ઝેરી કટાક્ષો અને હાવભાવથી કદી પણ મોહિત નહિ થવું જોઇએ. તેમણે તો આ સંસારથી આઘા રહીને એટલે આ સંસારને છોડીને પોતાના આત્માના નિજસ્વભાવનું ચિંતવન કરવું જોઇએ. ૧૮.

# (४) एकत्वभावना.

**एकस्त्वमाविशसि जन्मनि संक्षये च**
**भोक्तुं स्वयं स्वकृतकर्मफलानुबंधम् ।**
**अन्यो न जातु सुखदुःखविधौ सहायः**
**स्वाजीवनाय मिलित विटपेटकं ते ॥१८॥**

**અર્થ**—હે જીવ! તેં પોતે પોતાને હાથે જે કર્મ કર્યાં છે તેનું સુખદુઃખરૂપી ફળ ભોગવવાને માટે તું એકલોજ પોતે તારો જન્મ લે છે અને એકલોજ તું પોતે મરણ પામે છે. તારા એ સુખદુઃખોમાં બીજું કોઇ સહાયક નથી થતું, તારા કુટુંબીઓમાંથી પણ કોઇ સહાયક (મદદગાર) નથી થતો, તેઓ તો ફક્ત પોતાની આજીવિકાને વાસ્તેજ કે પોતાનું જીવન પુરૂં કરવાને વાસ્તેજ બધાયે શત્રુ સમાન મળીને એકઠાં થયેલાં છે.

**ભાવાર્થ**—स्वयं कर्म करोत्यात्मा, स्वयं तत्फलमश्नुते । स्वयं भ्रमति संसारे, स्वयं तस्माद्विमुच्यते ॥ અર્થાત્—આ જીવ પોતેજ સારાં નઠારાં કર્મ કરે છે, પોતેજ તેનું સુખ દુઃખ ભોગવે છે, પોતેજ સંસારમાં પરિભ્રમણ કરે છે, અને પોતેજ તેનાથી છુટીને મુક્ત પણ થઇ શકે છે, એ પ્રમાણે જીવ પોતેજ કર્મ કરે છે અને તેનું ફળ ભોગવે છે. એ ફળ ભોગવવાને પોતે એકલોજ જન્મ લે છે અને

પોતે એકલોજ મરે છે, તેમાં કોઇ પણ બીજો તેને સહાય કરતો નથી. ઘણા લોકો કુટુંબીઓને સહાયક સમજે છે પરંતુ વાસ્તવિક રીતે તેઓ સહાયક છેજ નહિં પણ ઉલટા તેઓ તો શત્રુ છે કેમકે તેઓ પોતાનું પેટ ભરવાને માટે તેની પાસે અનેક પ્રકારના પાપ ઉત્પન્ન કરાવે છે. કુટુમ્બીઓ નહિં હોય તો આ જીવ કોને માટે પાપ કરે ? ભલે તે બીજાઓને માટે પાપનાં પોટલાં બાંધે પરંતુ એ પાપનું ફળ તેને પોતાનેજ ભોગવવું પડે છે કેમકે તે પાપ પોતે એકલાએજ કરેલું છે. ૧૫.

**बाह्यः परिग्रहविधिस्तव दूरमास्तां**
**देहोयमेति न समं सहसंभवोपि ।**
**किं ताम्यसि त्वमनिशं क्षणदृष्टनष्ट-**
**दारात्मजद्रविणमन्दिरमोहपाशैः ॥१६॥**

**અર્થ**—હે જીવ ! સ્ત્રી, પુત્ર, મિત્ર વિગેરે તારા બહારના પદાર્થોની વાત તો એક બાજુ રહી પણ આ તારી સાથે ઉત્પન્ન થવાવાળું શરીર પણ તારી સાથે નથી જતું, તેથી હે જીવ ! એક ક્ષણભરમાં દેખાવ દેવાવાળાં અને બીજી ક્ષણમાં નષ્ટ થનારાં એ સ્ત્રી, પુત્ર, ધન, ઘર વિગેરે મોહરૂપી બંધનોથી તું પોતાના આત્માને નિરંતર કેમ બાંધ્યા કરે છે ?

**ભાવાર્થ**—પત્નિ, પુત્ર, ધન, મિત્રો, ઘરબાર વિગેરે બાહ્ય પદાર્થોમાં મોહ અને મમત્વ (રાગ) કરવાથી તો ફક્ત કર્મોનો બંધજ થાય છે, કેમકે એમાંથી કોઈપણ સાથે તો જતું નથી તે ત્યાંસુધી કે તારૂં શરીર કે જે તારી સાથે ઉત્પન્ન થયું છે તે પણ અહીંજ રહે છે. આ જીવે જેવાં જેવાં પુણ્ય પાપ કીધાં છે તેને અનુસાર તેને એકલુંજ જવું પડે છે. અને એકલાએજ સુખ દુઃખ ભોગવવાં પડે છે, તેથી બાહ્ય પદાર્થોમાં મમત્વભાવ કરવામાં ફક્ત હાનિ (નુકશાન) શિવાય બીજો કોઈપણ જાતનો લાભ નથી. તેથી જીવોએ વિચાર કરીને ધીમે ધીમે અભ્યાસ કરીને બહારના બધા પદાર્થોમાંથી મમત્વ છોડી દેવો જોઈએ અને ફક્ત પોતાના આત્મામાંજ મમત્વ રાખવો અને તેને ફસાતો બચાવવો કે જેથી પોતાનું કલ્યાણ થાય. ૧૬.

**संशोच्य शोकविवशो दिवसं तमेक—**
**मन्येद्युरादरपरः स्वजनस्तवार्थे ।**
**कायोऽपि भस्म भवति प्रचयाच्चिताग्नेः**
**संसारयन्त्रघटिकावटने त्वमेकः ॥१७॥**

અર્થ—હે જીવ! તું વિચાર તો કર કે જે દિવસે તું મરે છે તેજ દિવસ ફક્ત શોકથી વિવશ થઇને તારા કુટુમ્બના

લોકો શોક (અફસોસ) કરે છે. બીજે દીવસે તો તેઓ તારૂં ધનસંપત્તિ હોય તો વહેંચવામાં લાગી જાય છે, અને આ તારૂં શરીર લુહારની ભઠ્ઠીની માફક બળતી ચિતાની અગ્નિમાં ભસ્મ થઈ જાય છે. એ પ્રમાણે બધાં લોકો તારાથી અલગ થઇ જાય છે. આ સંસારરૂપી અરહટની ઘડી (રેંટમાળ)ને ચલાવવાને માટે તારે એકલાએજ બળદની માફક જોડાવું પડે છે.

**ભાવાર્થ**—તારા મરવા પછી કુટુમ્બી લોકો જે શોક કરે છે તે તારે માટે નથી કરતા, તારા આત્માને માટે નથી કરતા પરંતુ તારા મરવાથી તેઓનો કંઇ સ્વાર્થ નષ્ટ થાય છે તેથીજ અફસોસ કરે છે. જો તે શોક તારે માટે હોત તો કેટલાક વખત સુધી તો પહોંચતે, પણ તે તો બીજે દિવસે કે તેજ દિવસે તારૂં ધન, જાગિર કે વાડી ગાડી વેંચીલેવામાં મશગુલ થઈ જાય છે તેથી એવા કુટુમ્બ-કબીલાનો મોહ કરવો તે તો નકામોજ છે. હવે રહ્યું શરીર! તે પણ અગ્નિમાં બળીને રાખ થઇ જાય છે તેથી એનો મોહ કરવો તો વ્યર્થજ છે. એનો મોહ કરવાથીજ તેને આ સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે અને એકલાએજ અનેકપ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે, તેથી હે જીવ! તું એ બધાંઓને બેડીરૂપ સમજી તેઓનો મોહ છોડીને આત્મામાં લીન થા કે જેથી તારા સંસારચક્રનાં દુઃખ દૂર થાય અને ખરેખરા આત્મસુખની પ્રાપ્તિ થાય. ૧

एष स्वयं तमपलैर्ननु कर्मजालै-
र्लूनेव वेष्टयति नष्टमतिः स्वमेकः ।
पुण्यात्पुनः प्रशमतंतुकृतावलम्ब-
स्तद्धाम धावति विधूतसमस्तबाधम् ॥१८॥

**અર્થ**—આ નિર્બુદ્ધિ વિવેક વગરનો જીવ કરોળીયાની માફક એકલોજ પોતે પોતાના આત્માને વજ્રલેપનની માફક કર્મોના સમુહોથી બાંધીલે છે. એ પ્રમાણે કોઇ વખતે પુણ્કર્મના ઉદયથી કર્મના ઉપશમ થવારૂપ તાંતણાઓનો આશ્રય લઇને તમામ પ્રકારની આપદાથી નિરાળું એવાં મોક્ષસ્થાનમાં જઇને બિરાજમાન થાય છે.

**ભાવાર્થ**—જેવીરીતે કરોળીયો પોતેજ પોતાનું જાળું બાંધી પોતે બંધાય છે, તેવીજરીતે હિત અહિતની બુદ્ધિ વિનાનો આ આત્મા પણ પોતેજ કર્મોના સમૂહોથી બંધાઈ જાય છે અને અનેક જાતનાં દુઃખો ભોગવતો રહે છે. કદાચિત્ પુણ્કર્મનો ઉદય થવાથી કોઈક વખતે કર્મોનો ઉપશમ થાય છે તેથી આત્મસ્વભાવ પ્રગટ થાય છે અને નિજ આત્મસ્વભાવ પ્રગટ થવાથી હેયોપાદેય (હિતઅહિત) નું જ્ઞાન અથવા સ્વપર વિવેક પ્રગટ થાય છે, તેથી આ જીવ **બધી જાતનાં દુઃખોથી મુક્ત એવા મોક્ષ-સ્થાનમાં** જઇને બિરાજમાન થાય છે. એથીકરીને આ

જીવે હમેશાં પુણ્યકર્મ કરતા રહેવું જોઇએ કે જેથી અશુભ કર્મોનો ઉપશમ અથવા નાશ થાય, સ્વપર વિવેક પ્રગટ થાય અને સંપૂર્ણ સુખમય મોક્ષની પ્રાપ્તિ થાય. ૧૮.

## (૫) अन्यत्व भावना.

देहात्मकोऽहमिति चेतसि माकृथास्त्वं
त्वत्तो यतोऽस्य वपुषः परमो विवेकः ।
त्वं धर्मशर्मवसतिः परितोवसायः
कायः पुनर्जडतया गतधीनिकायः ॥१९॥

અર્થ—હે જીવ! હે આત્મા! તું પોતાના હૃદયમાં એવા સંકલ્પવિકલ્પ નહિ કર કે હું દેહરૂપ છું, શરીરમય છું કેમકે તારામાં અને આ શરીરમાં તો બહુજ મોટો અન્તર (ફેર) છે. આ શરીર તો તારાથી બીલકુલ અલગ છે અને તેનું કારણ પણ એ છે કે તું અનન્ત જ્ઞાન, અનન્ત દર્શન, અનન્ત વીર્ય અને અનન્ત સુખરૂપ ચૈતન્ય ધર્મોનું તથા પરમાનન્દરૂપ આત્મસુખનું નિવાસસ્થાન છે અને સર્વાંગ ચેતના સ્વભાવ છે, પરંતુ આ શરીર જડ હોવાના કારણથી જ્ઞાનદર્શનથી રહિત અચેતન છે.

ભાવાર્થ—આપણો આત્મા અવિનાશી, અખંડ ચૈતન્યસ્વરૂપ છે અને શરીર જડ અને નાશવંત છે, અચેતન છે તેથી એવી ભાવના હમેશાં કરતા રહેવું કે શરીરનો અને મારા આત્માનો સંબંધ છેજ નહિ. એકત્રપણાની ભ્રમણા થાય છે તે ખોટી છે. ૧૯

आसीद्दति त्वयि माति प्रतनोति कायः
क्वांते तिरोभवति भूपवनादिरूपैः।
भूतात्मकस्य मृतवन्न सुखादिभाव-
स्तस्मात्कृती करणतः पृथगेव जीवः ॥२०॥

અર્થ—હે આત્મન્! તારા રહેવાથીજ આ શરીર સ્થિર રહે છે, તારા રહેવાથીજ એટલે તારા નિવાસથીજ શરીર વધે છે. જ્યારે તું એમાંથી નીકળી જાય છે—એને તજી દે છે કે પછી તેજ સમયે એ શરીર પૃથ્વિ, જળ, અગ્નિ, વાયુરૂપમાં પરિણત થઈ જાય છે—બદલાઈ જાય છે, આ શરીર પૃથ્વિ, જળ, અગ્નિ અને વાયુરૂપ છે તે કારણથી મરી ગયલાં શરીરની માફક એને સુખ દુઃખ વિગેરેનો અનુભવ કદી પણ થતો નથી. એ અનુભવ તો ફક્ત આત્માનેજ થાય છે, તેથી માનવું જોઇએ કે આ પુણ્યવાન, સામર્થ્યવાન આત્મા શરીરથી તદ્દન જુદોજ છે.

ભાવાર્થ—જેવી રીતે મૃતક શરીરને સુખ દુઃખનો અનુભવ નથી થતો કેમકે તે જડ છે—તેમાંથી આત્મા

નીકળી ગયો છે, એથી સિદ્ધ થાય છે કે સુખ દુઃખનો અનુભવ કેવળ આત્માનેજ થાય છે, શરીરને નહિ. જો શરીરને સુખ દુઃખ થતું હોય તો મૃતક શરીરને પણ થવુંજ જોઇએ પરંતુ મૃતક શરીરને થતું નથી તેથી એ અનુભવ આત્માનેજ ફક્ત થાય છે. આવી રીતે સિદ્ધ થાય છે કે આત્મા શરીરથી જુદોજ છે. આત્મા ચૈતન્યરૂપ છે, જ્ઞાન દર્શનમય છે અને શરીર જડ છે, એથી પણ આત્માનું શરીરથી બિલકુલ જુદાઈપણું સાબિત થાય છે. ૨૦

सानन्दमव्ययमनादिमनन्तशक्ति—
मुद्योतिनं निरुपलेपगुणं प्रकृत्या ।
कृत्वा जडाश्रयमिमं पुरुषं समूढाः
सन्तापयन्ति रसवद्दुरिताग्नयोऽमी ॥२१॥

અર્થ—એ સ્વાનુભૂતિથી પ્રત્યક્ષ થનારો આત્મા અનન્ત સુખમાં બિરાજમાન છે. એનું કદી મૃત્યુ અગર નાશ નથી થતો. એ આદિ રહિત છે એટલે અનાદિ છે. અનાદિથી જેવો ને તેવો ચાલ્યોજ આવે છે. કેવળ જ્ઞાન, કેવળ દર્શન દ્વારાએ અનન્ત પદાર્થોના સ્વરૂપને ગ્રહણ કરે છે, તેથી એ અનન્ત શક્તિવાલો છે. લોક અલોક એટલે આ લોક અને પરલોક બંન્નેના સ્વરૂપને પ્રકાશિત કરવાવાળો છે અને નિશ્ચય નયથી કર્મમળ રૂપી

કલંકથી રહિત છે એવા આ આત્માને પારાની માફક શરીરનો આશ્રય લઇને એટલે પારો જેમ ગંધક અને શીશાનો આશ્રય લઇને બળી શકે છે તેમ પાપ રૂપ અથવા કર્મ રૂપ અગ્નિ શરીરનો આશ્રય લઇને આત્માને હમેંશા સંતાપ આપ્યા કરે છે.

**ભાવાર્થ**—જેવી રીતે અગ્નિ પારાને જ્યારે ગંધક અને શીશાથી મિશ્રિત હોય ત્યારેજ સંતપ્ત કરે છે પણ એકલા પારાને નથી બાળી શક્તી તે મુજબ એ કર્મરૂપી અગ્નિ શરીર સહિત આત્માનેજ સંતાપિત કરી શકે છે. શરીર વિનાના આત્માને કદી પણ બાળી શક્તી નથી એટલે સંતાપિત કરી શકતી નથી. એટલે એ સિદ્ધ થાય છે કે આ આત્મા શરીરથી સર્વથા જુદોજ છે. અને આત્માને દુઃખ પમાડનારૂં આ શરીરજ છે. જો શરીર નહિં હોય તો એ આત્મા કદી દુઃખી નથી થઇ શકતો, તેથી આ આત્માને બધાથી ભિન્ન, એકલો જુદો સમજીને બધાથી મમત્વ છોડી દેવો જોઇએ. ૨૧.

**कर्मास्रवानुभवनात्पुरुषः परोऽपि**
**प्राप्नोति पातमशुभासु भवाव-नीषु ।**
**तस्मात्तयोः परमभेदविदो विदग्धाः**
**श्रेयस्तदा दधतु यत्र न जन्मयोगः ॥२२॥**

**અર્થ**—જો કે આ આત્મા બધાથી ઉત્તમ છે-શ્રેષ્ઠ છે, તોપણુ કર્મરૂપી મદિરાનું સેવન કરવાથી ચંડાળ વિગેરે અત્યંત અપવિત્ર અને પાપરૂપ અશુભ યોનિયોમાં પટકાઇ પડે છે, તેથી શરીર અને આત્મામાં અત્યન્ત ભેદ સમજનાર આત્માને શરીરથી બિલકુલ જુદો માનનાર, અને હેય ઉપાદેયનું જ્ઞાન રાખનાર ચતુર પુરૂષોએ પોતાના આત્માનું કલ્યાણુ કરવું જોઇએ કે ફરીથી એને કદીપણુ જન્મ ધારણુ કરવો પડેજ નહિ.

**ભાવાર્થ**--જેવી રીતે ઉત્તમ પુરૂષ મદ્ય (મદિરા) ના સેવન કરવાથી અપવિત્ર અને અશુભ સ્થાનોમાં પડતો આખડતો રહે છે, મળ મૂત્ર વાળી જગ્યાઓમાં પણુ પડે છે, ગાળ ગલોચ બકે છે તેવી રીતે આ આત્મા સર્વોત્તમ હોવા છતાં પણુ ફક્ત કર્મોના સંબંધથી ચંડાલ અથવા નર્ક વિગેરે પાપરૂપ અશુભ યોનિયોમાં શરીર ધારણુ કરીને રહે છે. કહ્યું છે કે—"कर्मकोद्रवरसेन हि मत्तः किं किमेत्यशुभ धाम न जीवः" એટલે કર્મરૂપી કોદ્રાં ના રસથી ઉન્મત્ત (તોફાની) થયેલો આ જીવ કયા કયા અશુભ સ્થાનોમાં ઉત્પન્ન થતો નથી? અર્થાત્ તેને બધાંજ અશુભ સ્થાનોમાં ઉત્પન્ન થવું પડે છે, તેથી આત્માને શરીર અને કર્મ બધાથી જુદોજ સમજવો જોઇએ. કહ્યું છે કે—"क्षीरनीरवदेकत्र स्थितयोर्देहदेहिनोः भेदो यदि ततोऽन्यत्र

कलत्रादिषु का कथा" એટલે જો કે આ આત્મા અને શરીર દુધ પાણીની માફક મળીને એકરૂપ થઇ રહ્યા છે તો-પણ શરીરથી એ આત્મા બિલકુલ જુદોજ છે. જ્યારે તે પોતાની સાથે મળીને એકરૂપ થઇને રહેલા શરીર-થીજ જો જુદો છે તો પછી એ આત્મા બિલકુલ જુદાજ રહેવાવાલા અને જુદાજ દેખાવાવાળા સ્ત્રી પુત્ર વિગેરેથી તો જુદો હોયજ એમાં કોઇ પ્રકારનો સંદેહ કેમ ગણાય ? એવું સમજીને સર્વ વસ્તુઓમાંથી મમત્વ (રાગ) છોડીને તપશ્ચરણ કરવું જોઇએ કે જેથી બધાં ઉપાધિ રૂપ કર્મો નષ્ટ થઇ આત્મા મુક્ત થઇ જાય અને ફરીથી જન્મ મરણના અસહ્ય દુઃખો કદીપણ ભોગવવાં નહિ પડે. ૨૨.

---

## (६) अशुचि भावना.

आधीयते यदिह वस्तु गुणाय कांतं
काये तदेव मुहुरेत्यपवित्रभावम् ।
छायाप्रतारितमतिर्मलरंध्रबन्धं
किं जीव ! लालयसि भंगुरमेतदंगम् ॥२३॥

અર્થ—હે જીવ ! હે પવિત્ર આત્મા ! આ શરીરને સુગંધિત અને સુશોભિત બનાવવાને માટે એના ઉપર

કપુર, ચંદન, અત્તર, કેશર, તેલ, પુલ વિગેરે જે જે અત્યંત મનોહર પદાર્થો લગાડવામાં આવે છે, તે બિચારા અત્યંત ખુશબોદાર હોવા છતાં પણ થોડીજવારમાં અત્યંત અપવિત્ર એટલે દુર્ગંધવાળા બની જાય છે. એટલું બધું આ શરીર અપવિત્ર છે તેમ છતાં પણ તારી બુદ્ધિ પાતલી, ગોરી, કાલી અગર દેખાવડી ચામડીને જોઇનેજ બેહેર મારી જાય છે, ઠગાઇ જાય છે. એથી કરીને તો તું એ પોતાની મેળે ખચિત્તજ નાશ થવા વાળું અને મળ મૂત્ર વિગેરે અત્યન્ત અપવિત્ર પદાર્થોને નીકળવાની મોરીયોના સમુદાયરૂપ શરીરનું પાલણપોષણ કરે છે પરંતુ એનું પાલણપોષણ કરવું એ ખરેખર તારી ભૂલ છે.

**ભાવાર્થ**—આ શરીર એટલું બધું અપવિત્ર છે કે ચંદન અત્તર વિગેરે ઘણા ઘણા પવિત્ર સુગંધી પદાર્થો પણ એના સંબંધથી અપવિત્ર અત્યંત બદબોવાલાં થઈ જાય છે. એ સિવાય ઓ શરીર મળ, મૂત્ર, લોહી, પશીનો વીગેરે વસ્તુઓના ભંડારરૂપ ગટરનો ખજાનોજ છે. એમાંથી નાક, કાન, મોં, વિગેરે ઉત્તમ મનાતા સ્થાનોમાંથી પણ કફ, વિગેરે અપવિત્ર પદાર્થોજ નીકળે છે, તે એટલે સુધી કે તેના બાલેબાલના છિદ્રોમાંથી અપવિત્ર પશીનો નીકળે છે. એટલું બધું છતાં પણ તે રહી શકતું નથી, પોતેજ નષ્ટ થઈ જાય છે તોપણ આ જીવ એનાથી મમત્વ કરે છે,

એનું પાલણુપોષણુ કરે છે અને રૂષ્ટપુષ્ટ બનાવે છે એ કેવી આશ્ચર્યની વાત છે! ૨૩.

योषिद्भिराहृतकरं कृतमंडनश्री-
र्यः कामचामररुचिस्तव केशपाशः।
सोऽयं त्वयि श्रवणगोचरतां प्रयाते
प्रेतावनीषु वनवायसवासगोऽभूत् ॥२४॥

અર્થ—હે જીવ! જો તો ખરો કે તારા કેશોનો જથો કામદેવના ચમરની શોભા ધારણ કરી રહ્યો હોય તેવો અને કોમળ કરકમળોવાળી સુંદર ચતુર સ્ત્રીયોએ મોટા હાવભાવથી અને મહેનતથી સુગંધિત તેલો, અત્તર વિગેરે લગાડીને તથા ચંપા, ચંબેલી, ગુલાબ વીગેરે મનમોહક કુસુમોથી સજાવટ કરીને જેની શોભા ખુબ વધારીને જતનથી રાખતો હોય તેજ કેસોનો સુંદર જથો તારા મરી જવા પછી સ્મશાનમાં નિવાસ કરનાર કાળા કાગડાઓના ભાજન થઇ પડે છે. અથવા એમ કહો કે તેને કાળા કાગડાઓ પણ ભોગવવા ઇચ્છા કરે તેવા રહેતા નથી.

ભાવાર્થ—આ શરીરની એવીજ દશા છે. જ્યાંસુધી એના ઉપર મમત્વ છે ત્યાંસુધી તેના દરેક અંગોની શોભા વધારવાના પ્રયત્નો થયા કરે છે, પરંતુ મરણ બાદ તુરતજ એઓ સડવા લાગે છે. તે પછી એક ક્ષણવાર પણ

પહેલાંની અવસ્થામાં રહી શકતા નથી. ગમેતેટલા પ્રયત્નો છતાં પણ બગડી જવાનાજ. આજે જે સુંદર મનોહર માલમ પડે છે તે કાલે મરીજવા પછી ભયાનક અને ડરામણા જણાવા લાગે છે. આજે જેને વસ્ત્રાભૂષણોથી સજીને અને જોઇ જોઇને ખૂબ રાજીરાજી થઇએ છીએ તે કાલે મરીગયા પછી બાળીને ભસ્મ કરીદેવામાં આવે છે, દાટીદેવામાં આવે છે, સડી જાય છે, અથવા તે ગીધ કૌઆ કાગડા વિગેરેનું ભક્ષણ બને છે. શરીરનો એ સ્વભાવજ છે તે છુટી શકતો નથી. ૨૪.

अन्तर्वहिर्यदि भवेद्वपुषः शरीरं
दैवात्तदानुभवनं ननु दूरमास्ताम् ।
कौतूहलादपि यदीक्षितुमुत्सहेत
कुर्यात्तदाभिरातिमत्र भवाञ्छरीरे ॥२५॥

અર્થ—હે જીવ! જો તો ખરો કે જે શરીરપર તું ખુશખુશ થાય છે, અથવા પાલણપોષણ કરીને રૂષ્ટપુષ્ટ બનાવે છે તેજ શરીરના ભાગો કદાચ દૈવયોગથી પણ અકસ્માત બહાર નીકળી જાય તો તેનો અનુભવ કરવાનું, તેને નીરખીને જોવાનું, કે તેને જોઇને રાજી થવાનું તો દૂર રહ્યું પરંતુ કદાચિત્ તેના ઉપર ભુલભુલાવાથી પણ દૃષ્ટિ પડી જાય તો તેજ વખતે અત્યંત સુગ ઉત્પન્ન થાય છે અને ત્યાં મરણ જેવો થઇ જાય છે.

**ભાવાર્થ**—આ ઉપરથી સુંદર દેખાતા શરીરની અંદર એવા તો ઘૃણીત (કંટાળો ઉપજે તેવા) પદાર્થો ભરેલા છે અને તે બહારની બીલકુલ પાતળી ચામડીથીજ ફક્ત ઢંકાયલા છે. જો કદાચ એ બહારની ચામડીવાળો ભાગ અંદર ચાલ્યો જાય અને અંદરવાળો ભાગ બહાર ઉલટાઇ જાય અથવા પાતળી ચામડી છોલાઇ જાય અને રસી ઝરતી થઈ જાય તો પછી એની સામું કોઈ આંખ ઉઠાવીને જોવાનું મન પણ કરતું નથી. એનાથી કંટાળીને દુર દુર ભાગે છે પછી તે સગો હોય તો પણ શું? એવો આ શરીરનો ઘૃણિત અને અપવિત્ર સ્વભાવ છે. ૨૫.

**तस्मान्निसर्गमलिनादपि लब्धतत्त्वाः**
**कीनाशकेलिमनवाप्तधियोऽचिराय ।**
**कायादतः किमपि तत्फलमर्जयन्तु**
**यस्मादनन्तसुखसस्यविभूतिरेषा ॥२६॥**

**અર્થ**—આથી કરીને હેય ઉપાદેય (હિત અહિત) નો વિચાર રાખવાવાલા પુરૂષોએ મૃત્યુ આવવાના પહેલાં પહેલાંજ બહુજ જલદીથી એ સ્વભાવથીજ અપવિત્ર અને કંટાળા રૂપ શરીરની સહાયથી એવો કોઇ અનિર્વચનીય (મોટામાં મોટો, જેનું વર્ણન થઇ શકે નહિં) લાભ ઉઠાવી લેવો જોઇએ કે જેથી અનન્ત સુખ રૂપી ઐશ્વર્ય પ્રાપ્ત થઇ જાય.

ભાવાર્થ—આ શરીર સ્વભાવથીજ અપવિત્ર અને ઘણિત તો છેજ, તેમ છતાં પણ એ પોતે અવશ્ય નષ્ટ થઇ જાય છે એ વાત નિર્વિવાદ છે એથી કરીને બુદ્ધિવાન અને પોતાના હિતનો વિચાર કરવાવાળા મનુષ્યોએ એજ શરીરથી બની શકે તેમ છે તેથી તપશ્ચરણ કરવું જોઇએ કે જેથી મોક્ષની પ્રાપ્તિ થાય અને ફરીથી કદીપણ એવું અપવિત્ર, મલીન, નાશવંત અને ઘૃણિત શરીર ધારણ ન કરવુંજ પડે. ૨૬

---

# (७) आश्रव भावना.

अन्तःकषायकलुषोऽशुभयोगसंगा-
त्कर्माण्युपार्जयसि बन्धनिबन्धनानि ।
रज्जूः करेणुवशगः करटी यथैता-
स्त्वं जीव मुंच तदिमानि दुरीहितानि ॥२७॥

અર્થ—હે જીવ ! જરા જો તો ખરો ! કે જેવી રીતે મહામસ્ત ગજરાજ (હાથી) હાથીણીની સાથે લંપટતા ધારણ કરવાથી રાજા મહારાજાની મોટી મોટી જંજીરોથી જકડાઇ જાય છે. સાંકળોથી બંધાઇ જવું પડે છે, તેવી રીતે ક્રોધ, માન, માયા, લોભ વીગેરે કષાયોથી અંતરંગમાં

મલિન થઈને તું પણ **મન વચન કાયાના અશુભ યોગોના સંબંધથી** પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ, અને પ્રદેશરૂપ બંધના કારણથી એવાં **કર્મોને હરસમય** ઉત્પન્ન કર્યા કરે છે અને તેનાથી બંધાતોજ રહે છે તેથી કરીને હે જીવ ! હવે તું એ પાપરૂપ કર્મોને છોડ.

**ભાવાર્થ**—કષાય અને યોગોને લીધે આ જીવને પ્રત્યેક સમયમાં (દરેક પળે) કર્મો આવતાંજ રહે છે. જો કે એ અત્યંત દુઃખના કારણ રૂપ છે એવું સમજીને એ આવતાં કર્મોને રોકવાના પ્રયત્નો કરવા અને મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, યોગ વિગેરે **આશ્રવના** કારણોને હઠાવવાં એજ આ જીવનો કલ્યાણકારી માર્ગ છે. એથીજ ખરેખરો બંધનથી છુટવાનો રસ્તો છે. એને હઠાવવાથીજ આ જીવ અત્યન્ત સુખ પ્રાપ્ત કરી શકે છે. ૨૭.

**संकल्पकल्पतरुसंश्रयणात्त्वदीयं**
**चेतो निमज्जति मनोरथसागरेऽस्मिन् ।**
**तत्रार्थतस्तव चकास्ति न किंचनापि**
**पक्षे परं भवसि कल्मषसंश्रयस्य ॥२८॥**

**અર્થ**—હે જીવ ! "હું આમ કરીશ અને તેમ કરીશ, આ કરવાથી મને આ મળી જશે અને તેમ કરવાથી ફલાણું મળી જશે" એવા એવા **સંકલ્પ રૂપી કલ્પવૃક્ષોના** આશ્રયથી તારૂં હૃદય એ મનોરથ રૂપી મહાસાગ-

રમાં ડબકાં ખાયા કરે છે, અગર ડુબે છે. તું ચાહે છે કે હું જે સંકલ્પ કરૂં છું તે બધું મને મળીજ જશે અને હું ધારૂં છું તે બધુંજ થશેજ પણ ખરી રીતે જોઈએ તો આખરે એજ સંકલ્પોને અનુસાર ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર વિગેરે કંઈપણ પ્રાપ્ત થતું નથી, પરંતુ એ સંકલ્પોથી ઉલટો પાપોનો આશ્રવ જરૂર થાય છે.

ભાવાર્થ—ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ તો પુણ્ય કર્મના ઉદયને આધીન છે. મનોવાંછિત કાર્યો થવાં એ તો પુણ્યોદયથીજ થાય. સંકલ્પ કરવાથી કે ખોટી ખોટી આશાઓ બાંધવાથી, કે શેખચલ્લી-જેવા હવાઈ કિલ્લાઓ બાંધવાથી તો ફક્ત પાપકર્મોનો આશ્રવજ થાય છે અને તે અંતમાં મહાદુઃખ આપે છે. તેથી એવા એવા ખોટા સંકલ્પો કરવા બિલકુલ છોડી દેવા જોઇએ. આશા અને તૃષ્ણા રૂપી તરંગો સમુદ્રના મોટા ઉછાળા જેવાજ છે માટે એવા તરંગો દોડાવી તું પાપના પોટલાંરૂપ કર્મબંધના પોટલાં બાંધતો અટક. નિશ્ચય નયથી તું શુદ્ધ છે તેથી તું પાપ કરજ નહિં. ૨૮.

सेर्ष्ये विभूतिषु मनीषितसंश्रयाणां
चक्षुर्भवत्तव निजार्तिषु मोघवाञ्छम् ।
पापागमाय परमेव भवेद्विमूढ
कामात्कृतः सुकृतदूरवतां हि तानि ॥२९॥

અર્થ—હે જીવ ! પોતાની ઇચ્છાનુસાર સ્વર્ગાદિનું સુખ આપવા વાળા, ઐશ્વર્યમાં ઈર્ષા રાખવા વાળું, અને સદા સારાં ફળની ઇચ્છા રાખવા વાળું એ તારૂં હૃદય જે અનેક પ્રકારની આંકાક્ષોમાં લાગેલું રહે છે, પરંતુ હૃદયને એ પ્રમાણે આંકાક્ષોમાં લાગેલું રાખવાથી તો ફક્ત પાપોનુંજ આગમન થાયછે. અરે મૂર્ખ ! લાલચુ ! જરા વિચાર તો કર કે પુણ્યહીન પ્રાણીઓને ફક્ત ઈચ્છા કરવા માત્રથીજ સુખ કેવી રીતે મળી શકે ?

ભાવાર્થ—સુખની પ્રાપ્તિ થવી એ તો પુણ્ય કર્મના ઉદયને આધીન છે, ઇચ્છાઓને આધીન નહિં. જો પુણ્ય કર્મનો ઉદય હોય તો વગર ઇચ્છાએ પણ સુખની સામગ્રીઓ મળી જાય છે અને જો પુણ્ય કર્મનો ઉદયજ નથી તો તે લાખ પ્રકારની ઇચ્છાઓ કરવા છતાં પણ પ્રાપ્ત નથી થતી. પરંતુ વગર પુણ્યોદયે ફક્ત ઇચ્છા કરવા માત્રથી તો પાપ કર્મોનો આશ્રવજ થાય છે તેથી ખોટી ખોટી ઇચ્છાઓ અને આશાઓ કરવી એ દુઃખનુંજ કારણ છે. એવી ઇચ્છાઓને તો રોકવી એજ આત્માનું કલ્યાણ કરવા વાળું છે. ૨૯

दौर्विध्यदग्धमनसोऽन्तरुपात्तभुक्ते-
श्चित्तं यथोल्लसति ते स्फुरितोत्तरंगम् ।

**धाम्नि स्फुरेद्यदि तथा परमात्मसंज्ञे**
**कौतुस्कुती तव भवेद्विफला प्रसूतिः ॥६०॥**

**અર્થ**—હે જીવ ! નિર્ધનતાના કારણુથી, ગરીબાઇના દુઃખથી તારૂં હૃદય બળતું રહે છે અને તેથી તે મટાડવા અનેક ઉત્કટ (મોટા મોટા) મનોરથ રૂપી લહેરો હમેંશા ઉછાળા માર્યા કરે છે, અને તે સંકલ્પપુર્વક ભોગોપભોગોને ગ્રહણુ કરવાની હમેંશા ઇચ્છાઓ કર્યાજ કરે છે, પરંતુ જે પ્રમાણે તે ભોગોપભોગોની ઇચ્છાઓમાં રહે છે તે પ્રમાણે જો તું પરમાત્મા રૂપી જ્ઞાન જ્યોતિના સ્થાન તરફ લાગેલા રહેવાની ચેષ્ટા (અભિલાષા) કરે તો તો તું પોતાનો જન્મ સફળજ થયો સમજ.

**ભાવાર્થ**—ગરીબાઇના કારણુથી અનેક જાતની અભિલાષાઓ ઉત્પન્ન થયા કરે છે. અને એવી ઇચ્છા અને આશાઓથી આર્ત ધ્યાન, રૌદ્ર ધ્યાન થવાથી બીજાં અનેક જાતનાં પાપ કર્મોનો આશ્રવ થયા કરે છે. એ મુજબ એ જીવ જે સુખની સામગ્રીઓની ચાહેના રાખે છે ને તેનાથી દૂરની દૂર હઠતી ચાલી જાય છે. આઘી આઘી નાશે છે. આચાર્ય કહે છે કે—ભાઇ ! ઇચ્છા કરવાથી કોઇ લાભ નથી. જો તારે પોતાનું હૃદય મજબુત રીતે લગાડવુંજ હોય તો આશા તૃષ્ણાઓમાં અને ભોગ ઉપભોગની સામગ્રીઓમાં નહિં લગાડ, પણુ તેને

પરમાત્માના ધ્યાનમાં લગાડ. પોતાનું હૃદય પરમાત્માના ધ્યાનમાં લગાડવાથીજ પુણ્ય કર્મની પ્રાપ્તિ થઇ શકશે, બીજાથી નહિં. પુણ્ય કર્મનાં ઉદયથી રત્નત્રયની પ્રાપ્તિ થશે. અને રત્નત્રયથી અનન્ત અને અવ્યાબાધ સુખ પ્રાપ્ત થશે, એ પ્રમાણે કરવાથીજ આ તારો જન્મ સફળ થઇ શકે. (૩)

---

# (૮) संवर भावना.

आगच्छतोऽभिनवकार्मणरेणुराशे-
जींव ोति यद्‌वस्खलनं वितन्द्रः ।
सत्तत्त्वचामरधरैः प्रणिधानहस्तैः
संतो विदुस्तमिह संवरमात्मनीनम् ॥२१॥

અર્થ—જેવી રીતે આપણા ઘરમાં કોઇ આવતું હોય અને તેને આપણે રોકવા ચાહતા હોઇએ તો હાથ હલાવીને તેને રોકી દઇએ છીએ, તેવી રીતે નવાં કર્મ બાંધવાને માટે હરસમય પુદ્‌ગલ પરમાણુંઓનો જે જથો આવે છે તેને આ આત્મા પ્રમાદ રહિત (આળસ વગર) સાવધાન થઇને આત્માતત્વ રૂપી ચમ્મર ધારણ કર્યું હોય તેમ શુભ ધ્યાન રૂપી હાથો વડે રોકીદે છે, અટકાવીદે છે, આવવા નથી દેતા, પ્રવેશ કરવા નથી દેતા તેને સજ્જન લોકો સંવર

કહે છે. આ સંસારમાં એ સંવર (રોકાણ કરવું તે) તત્વજ આત્માનું હિત કરવાવાળું છે.

ભાવાર્થ—પ્રવેશ કરતાં કર્મોને રોકવાં, અટકાવવાં સાવચેત થઇ પાછાં વાળવાં એનું નામજ સંવર છે. આ જીવને હરસમયમાં હરપળે કર્મો આવતાંજ રહે છે અને તેઓ અનેક પ્રકારના દુઃખ અને પીડા આપ્યા કરે છે. તે કર્મો **મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ** વીગેરે કારણોથીજ આવે છે. અને **ગુપ્તિ સમિતિ** વીગેરે (મન, વચન અને કાયાના ખોટાં કાર્યોને રોકવાં તથા સંભાળ પૂર્વક દરેક વર્તન રાખવું) શુભ ધ્યાનથી રોકાઇ શકે છે. જ્યારે આ આત્મા ગુપ્તિ સમિતિ વિગેરે શુભ ધ્યાનથી એ **કર્મરૂપી ચોરોને** રોકીદે છે, પેસવા દેતો નથી ત્યારેજ તે તેઓના દુઃખ રૂપ ફળોથી પણ બચી જાય છે. એ પ્રમાણે પણ સંવરથી આત્માનું હિત થઇ શકે છે તથા નવાં કર્મો જો આવતાંજ રોકાઈ જાય અને પહેલાંના (જુના બાંધેલા) કર્મો પ્રતિસમય નિર્જરીત (છુટતા રહે) થતાં રહે તો કોઇને કોઇ દિવસ જરૂર બધાં કર્મોનો નાશ થઈજ જશે. અને પછી આ આત્મા અનંત સુખી થઇ મોક્ષમાં જઇ બીરાજમાન થાય, એ પ્રમાણે પણ સંવરજ આત્માનો હિતકારી મિત્ર સમાન છે. (૩૧)

**यस्त्वां विचिन्तयति संचरते विचारै-**
**श्चार्वीं चिनोति परिमुंचति चंडभावं ।**
**चेतो निकुंचति समंचति वृत्तमुच्चैः**
**स क्षेत्रनाथ विरुणाद्धि कृती रजांसि ॥३२॥**

**અર્થ**—હે આત્મન ! જે આત્મા પોતાના આત્માનું ધ્યાન કરે છે, જે આત્મા પોતાના ભેદજ્ઞાનની મદદથી પોતાનાજ આત્મામાં વિહાર કરે છે, જે આત્મા પોતાની જ્ઞાન સ્વરૂપ બુદ્ધિનો ફેલાવો કરે છે, જે આત્મા ક્રોધ રૂપ આકળા ભાવોનો ત્યાગ કરી નાંખે છે, જે આત્મા વિષય કષાયોમાં જતા મનને ઘોડાની માફક રોકીલે છે અને જે આત્મા ઉત્તમ ચારિત્રને ધારણ કરે છે તેજ પુણ્યવાન આત્મા આવતાં નવીન પાપ કર્મોને રોકી શકે છે.

**ભાવાર્થ**—આત્માનું ધ્યાન કરવું, કષાયોનો ત્યાગ કરવો, સ્વાત્માનુભૂતિને પ્રકાશિત કરીને તેને શુદ્ધ કરવી, અને ઉત્તમ ચારિત્ર ધારણ કરીને તેનું સાવધાનીથી પાલન કરવું એજ સંવરના કારણો છે, એનાથીજ નવીન ઉત્પન્ન થતાં કર્મો રોકાય છે. બેદરકાર રહીને ગમે તેમ મનને મહાલવા દેવાથી સંવર થઇ શકતો નથી માટે મુમુક્ષુ આત્માઓએ અવશ્ય સંવર કરવો જોઇએ.

**नीरन्ध्रसंधिरवधीरितनीरपूरः**

**पोतः सरित्पतिमुपैति यथानपायः ।**
**जीवस्तथा क्षपितपूर्वतमः प्रतानः**
**क्षीणास्रवश्च परमं पदमाश्रयेत ॥३३॥**

**અર્થ:**—જેવીરીતે કોઇ વહાણમાં કાંઇપણ છિદ્ર ન હોય, પાણી આવવાનો જરાપણ માર્ગ નહિ હોય, અને જેમાંથી પહેલાં આવેલું, ભરાઇરહેલું પાણી તમામ બહાર કાઢી નાંખવામાં આવ્યું હોય એવું વહાણજ કોઇપણ જાતના વિઘ્ન વિના સમુદ્રને તરીને પાર ઉતરી જાય છે, તેવીજ રીતે સંવર ધારણ કરવાના કારણથી જેને નવીન કર્મ આવતાં નથી, અને પહેલાંના બધાં કર્મોનો જથો જેણે નષ્ટ કરીનાંખ્યો હોય એવો આત્માજ મોક્ષરૂપ પરમપદમાં જઇ બીરાજમાન થાય છે.

**ભાવાર્થ**—સંવરજ મોક્ષનું કારણ છે. કેમકે સંવર ધારણ કરવાથીજ નવાં કર્મો તો આવી શકશે નહિ અને પહેલાંના એકઠાં થયલાં કર્મો પ્રતિક્ષણ નિર્જરીત હોવાથી નષ્ટ થઇ જશે. અથવા તપશ્ચરણ વીગેરે દ્વારા બનતી તાકીદે નષ્ટ કરી નાંખવામાં આવે. એવી રીતે સંવર ધારણ કરવાથીજ આ કર્મોથી ઘેરાયલો આત્મા જલદીથી મુક્ત થઇ જશે.



# (૯) लोकभावना.

मध्याधरोर्ध्वरचनः पवनत्रयान्त-
स्तुल्यः स्थितेन जधनस्थकरेण पुंसा ।
एकस्थितिस्तव निकेतनमेष लोक-
स्त्र्यग्निर्कीणजठराऽग्रनिषण्ण मोक्षः ॥१४॥

અર્થ—હે જીવ ! આ પ્રત્યક્ષ દેખાઈરહેલા લોક ઘનવાત, ઘનોદધિવાત અને તનુવાત ત્રણ પ્રકારની વાયુઓથી ઘેરાયલો વીંટાયલો છે. જેવી રીતે ચારે તરફના વાયુની વચમાં કોઈ પદાર્થ પડી જવાથી તે જેમનો તેમ સ્થિર પડયો રહે છે, હાલી શકતો નથી, તેવી રીતે સાઠ સાઠ હજાર યોજન મોટી ઉપર લખેલી ત્રણે પ્રકારની વાયુ આ લોકની ચારે તરફ લોકાકાશમાંજ નિરાધાર વિદ્યમાન છે. કેમકે વાયુ આકાશમાં નિરાધાર રહે છે. એ વાયુના આધારપર આ લોકજગત્ સ્થિર છે. અહીં તહીં કંઈ પણ જરા હાલી શકતો નથી. કેમકે વાયુ ચારે તરફ છે. એ લોકના ત્રણ ભાગ છે. મનુષ્યલોકને ઊર્ધ્વલોક કહે છે. અને નીચેની નરકોની સાત પૃથ્વીઓને અધો લોક કહે છે. એઓની અનાદિ કાળથી એવી રચના છેજ. જેવી રીતે કોઈએક પુરૂષ કમરપર બન્ને હાથ રાખીને પગ પહોળા કરીને ઉભો હોય તે વખતે તેનો જેવો આકાર

થાય છે–દેખાય છે, બસ! તેવોજ આકાર આ લોકનો છે. એ લોક એક મોટો સ્કન્ધ છે. એનો મધ્યભાગ જીવોથી ભરેલો છે. અથવા એનો ત્રસ નાડિરૂપ મધ્યભાગ ત્રસ-જીવોથી ભરેલો છે. અને તેના ઉપરના ભાગપર પીસતા-ળીસ લાખ યોજનના પ્રમાણમાં મોક્ષસ્થાન બિરાજમાન છે. હે જીવ! એવો આ લોક (પૃથ્વી) અથવા દુનિયા તારૂં નિવાસસ્થાન છે, એજ તારૂં ઘર છે.

ભાવાર્થ—એ લોકાકાશમાં તું અનાદિ કાળથી પરિ-ભ્રમણ કરતો ચાલ્યો આવે છે અને જ્યાંસુધી મોક્ષની પ્રાપ્તિ નહિ થશે ત્યાંસુધી બરાબર એમાંજ પરિભ્રમણ કરતો રહેશે, તેથી એવાં દુઃખરૂપ પરિભ્રમણ ફેરાઓથી બચ-વાને સારૂ જેમબને તેમ જલદીથી ઉપાયો કરવા જોઇએજ.

कर्ता न तावदिह कोपि धियेच्छया वा
दृष्टोऽन्यथा कटकृतावपि स प्रसंगः ।
कार्यं किमत्र सदनादिषु तक्षकाद्यै-
राहत्य चेतिभ्रमुत्रं पुनः करोति ॥२५॥

અર્થ—હે જીવ! જો વિચાર કર!! કે ઇચ્છાપૂર્વક અથવા બુદ્ધિપૂર્વક બનાવવાવાળો આ જગતનો કોઇ કર્ત્તા નથી. જો કદાચિત્ બુદ્ધિપૂર્વક આ જગતનો કોઇ કર્ત્તા હોત તો ઇચ્છા મરજી થતાંજ ઘાસ વીગેરે વિના એમને

એમ ચટાઇ (સાદડી) પોતાની મેળેજ બની જવી જોઇએ. અથવા આ મકાન વીગેરે બનાવવામાં ઇંટ ચુનો પથ્થર લાકડાં વીગેરેની પણ આવશ્યકતા (જરૂર) નહિ હોવી જોઇએ, કેમકે જે કોઈ પુરૂષ સામગ્રી એકઠી કરીને ત્રણે લોકને બનાવે છે. તેને માટે મકાન વીગેરે બનાવવું એ તે કઇ મોટી વાત છે?

ભાવાર્થ—આ જગતને ઇચ્છા પૂર્વક કોઈએ બનાવ્યું નથી. જો એમ કોઇની પણ ઇચ્છા કરવા માત્રથીજ જગત બની જાય તો ઇચ્છા કરવા માત્રથી આપણા હાર અને ઘર વીગેરે બની જવાં જોઇએ. જેણે માત્ર ઇચ્છા કરીનેજ આ જગત આખાને બનાવી નાખ્યું છે, એવા મહાન પુરૂષને માટે હાર અગર મકાન વીગેરે બનાવવું એ તે શું મોટું કઠણ કામ છે? પરન્તુ હાર મકાન પોતાની મેળે બનતા નથી, તેથી જગત્‌નો કર્તા માનવો એ પણ મિથ્યાજ છે. આ જગત્ અનાદિ અનંત છે. સદા કાળ ચાલ્યું આવ્યું છે અને અનંત કાળ સુધી કાયમ રહેશે. કોઇ પણ નવો પદાર્થ પ્રથમથી સામગ્રીની હયાતિ વિના નથી બની શકતો, તથા પહેલાંની સામગ્રી પણ કોઈ બીજી સામગ્રી-વસ્તુની બગડીને-રૂપાંતર થઇને બની હશે, એવી રીતે પણ આ જગત્ અનાદિ કાળનુંજ સિદ્ધ થાય છે અને તેથી એનો કર્તા બનાવનાર કોઇ નથી (૩૫)

त्वं कल्मषावृतमतिर्निरये तिरश्चि
पुण्योचितो दिवि नृषु द्वयकर्मयोगात् ।
इत्थं निषीदसि जगत्त्रयमंदिरेऽस्मिन्
स्वैरं प्रचारविधये तव लोक एषः ॥३६॥

**અર્થ**—હે જીવ! જ્યારે તારી બુદ્ધિ પાપ કર્મોથી ઘેરાયલી રહે છે એટલે જ્યારે પાપ કર્મોનો અધિક ઉદય હોય છે ત્યારે તારે **નરક અથવા તિર્યંચગતિમાં** રહેવું પડે છે. જ્યારે તારે પુણ્ય કર્મનો ઉદય હોય છે ત્યારે તું **સર્વાર્થ સિદ્ધિ સુધી** સ્વર્ગમાં ઉત્પન્ન થાય છે. અથવા ત્યાં સુખ પૂર્વક નિવાસ કરે છે અને જ્યારે પાપ પુણ્ય બંન્ને કર્મોનો ઉદય હોય છે ત્યારે તારે **મનુષ્ય-ગતિમાં નિવાસ કરવો પડે છે.** એ પ્રમાણે તારે આ ત્રણે લોકોમાં નિવાસ કરવો પડે છે. આ પ્રત્યક્ષ દેખાઈ રહેલું જગત આ પ્રમાણે તારી ઇચ્છાનુસાર તારા **પરિ-ભ્રમણ કરવાનાજ કામમાં આવે છે.**

**ભાવાર્થ**—ઘણા લોકો નરક સ્વર્ગને નથી માનતા, પરંતુ તેઓએ એ વિચાર કરલો જોઇએ. આ સંસારમાં પુણ્ય પાપ તો બધાઓને માનવું પડે છે કેમકે સારાં નઠારાં કર્મોનું ફલજ પુણ્યપાપ છે. એ પુણ્ય પાપની ચાર અવસ્થાઓ થઇ છે. પેહેલી પુણ્ય રૂપ, બીજી પાપરૂપ, ત્રીજી પુણ્ય

પાપ મિશ્રિત જેમાં પુણ્યનો ભાગ કંઇ વધારે હોય અને ચોથી પાપ પુણ્ય મિશ્રિત જેમાં પાપનો ભાગ વધારે હોય. આ ચાર અવસ્થાઓનાં ફળ ભોગવવાને માટેજ ચાર ગતિયો છે. પુણ્યનું ફળ સ્વર્ગમાં મળે છે. પાપનું ફળ નરકમાં મળે છે. પુન્યનું ફળ મનુષ્ય ગતિમાં ભોગવવું પડે છે. અને પાપ પુણ્યનું ફળ તિર્યંચ ગતિમાં ભોગવવું પડે છે. આ શ્લોકમાં જે તિર્યંચ ગતિને પાપનું ફળ બતાવ્યું છે તે નિગોદ વિગેરેની અપેક્ષાથી બતલાવ્યું છે. આ પ્રમાણે સ્વર્ગ નરક માન્યા વિના કોઇનું પણ કામ ચાલી શકતું નથી. કેમકે ઉપર બતાવ્યા પ્રમાણે આ જીવને ચારે ગતિયોમાં પરિભ્રમણ કરવુંજ પડે છે. એજ વિષયને આ ઠેકાણે બરાબર સમજાવવામાં આવ્યો છે. ૩૬.

अत्रास्ति जीव ! न च किंचिदभुक्तमुक्तं
स्थानं त्वया निखिलतः परिशीलनेन ।
तत्केवलं विगलिताखिलकर्मजालं
स्पृष्टं कुतूहलधियापि न जातु धाम ॥३७॥

અર્થ—હે જીવ ! આ જગત્ (લોક)માં એવું કોઇ સ્થાન નથી કે જે તેં અનન્તવાર પરિભ્રમણ દ્વારા ભોગવ્યા વગરજ છોડી દીધું હોય ? એટલે આ લોકમાં કોઇપણ એવું સ્થાનક બાકી નથી કે જ્યાં તે અનંત વખત જન્મ

મરણ ધારણ નહિં કર્યું હોય? એના દરેક પ્રદેશપર તેં અનંતવાર જન્મ ધારણ કર્યો છે, પરંતુ સમસ્ત કર્મોથી રહિત એવું ફક્ત મોક્ષસ્થાનજ એક એવી જગ્યા છે કે જેનો આજ સુધી તેં કદિ લેશ માત્ર પણ સ્પર્શ કીધો નથી.

**ભાવાર્થ**—આ જીવે આજ સુધી ફક્ત મોક્ષ સ્થાનનોજ સ્પર્શ નથી કર્યો કે નજરે જોયું નથી બાકી તો બધા લોકાકાશના પ્રદેશોમાં એણે અનન્ત વાર જન્મ મરણ ધારણ કર્યાં છે, એટલે હવે તો મોક્ષ પ્રાપ્ત કરવાને સારૂજ પ્રયત્ન કરવા જોઇએ. કેમકે આ જીવને માટે એજ સ્થાનક તદ્દન નવીન ભોગવ્યા વિનાનું છે. બાકી બીજા બધા સ્થાન તો ભોગવેલાં અને અનુભવ કરેલાં એંઠી વસ્તુ સમાન છે, તેથી તેનો તો ત્યાગ કરવોજ ઉત્તમ છે. ૩૭.



# (१०) निर्जरा भावना.

आपातरम्यवचनैर्विरसावसानै-
जन्मोद्भवैः सुखलवैः स्खलितान्तरंगः।
दुःखानुषंगकरमार्जितवान्यदेन-
स्तत्त्वं सहस्व हतजीव नवप्रयातम् ॥३८॥

અર્થ—હે પાપી દુર્ભાગી જીવ! તું જો! આ સ્ત્રી, પુત્ર, ધન વીગેરે ભોગોપભોગોના થોડાંક સુખ ફક્ત તેનો અનુભવ કરો તેટલોજ વખત મનોહર માલમ પડે છે. પરંતુ તેનો અંત અત્યંતજ કડવો અને નીરસ છે. તથા તે સુખ સ્ત્રી, છોકરાં, વાડી, ગાડી વીગેરે સંસારના પદાર્થોથી ઉત્પન્ન થાય છે. અથવા તે સુખ જન્મમરણરૂપ સંસારને વધારવાવાળું છે, સુખદાયી નથીજ. એવાં એ ફક્ત થોડાં જેવાં સુખમાં તારૂં હૃદય ચલાયમાન થઇ ગયું છે. તેથી તું શારીરિક, માનસિક અને આગન્તુ કે ભવિષ્યના દુઃખોને ઉત્પન્ન કરવાવાળું પાપ ઉપાર્જન કરતો રહે છે, તેથી તે ઉપાર્જન કરેલાં નવીન કર્મોનાં ફળોને પણ તુંજ સહન કર.

ભાવાર્થ—આ ઇંદ્રિયોના સુખો ભોગવતી વખતે તો બહુ સારાં વાહાલાં વહાલાં લાગે છે. જાણે સ્વર્ગનું સુખ મળતું હોય તેમ માલમ પડે છે, પરંતુ એનું ફળ અત્યંત દુઃખરૂપ છે. એવું જાણુતા છતાં પણ તું લાલચુ ભ્રમરની માફક એવાં પાપો વારંવાર પેદા કરતોજ રહે છે. તેથી જો એ દુઃખોથી બચવું હોય, એ દુઃખોથી તને ગેરફાયદો છે એવું લાગતું હોય, તો ઇંદ્રિયોના ક્ષણિક સુખોમાં લીન—આશક્ત નહિ થા. અનન્ત સુખમય

આત્મામાં લીન નહિ થા, જેથી નિરંતર રહેવાવાળાં અનન્ત સુખની પ્રાપ્તિ થાય. ૩૮.

कालुष्यमेषि यदिह स्वयमात्मकामो
जागर्ति तत्र ननु कर्म पुरातनं ते ।
योऽहिं विवर्धयति कोऽपि विमुग्धबुद्धिः
स्वस्यात्ययाय स नरः प्रवरः कथं स्यात् ॥३९॥

અર્થ—હે જીવ ! આ સંસારમાં વિષયોની અભિલાષા કરવાવાળો તું જે પોતાના પરિણામોમાં કલુષતા (કંટાળો) ધારણ કરેછે તેમાં પણ તારા પહેલાંના એકઠા કરેલાં કર્મોનો ઉદય એજ કારણ છે. જો પહેલાંના અશુભ કર્મોનો ઉદય નહિં હોત તો પરિણામોમાં કલુષતા નહિ થતે પણ એ વ્યાજબીજ છે કેમકે જે મહા અજ્ઞાની અથવા મૂર્ખ પુરૂષ દુધ વીગેરે પાઇને ફક્ત પોતાનું ભુલું ચાહવાને સારૂ સર્પનું પાલન પોષણ કરે છે, પરંતુ વિચાર કરો કે તે પુરૂષ શ્રેષ્ઠ કેવી રીતે કહેવાઇ શકે ?

ભાવાર્થ—જેવી રીતે સર્પનું પાલણ પોષણ કરવાથી આત્માનું કંઇ ભલું થતું નથી તેવી રીતે કર્મોનું ઉપાર્જન કરવાથી આત્માનું કદીપણ કલ્યાણ થતું નથી. એ કર્મ ઉદયમાં આવીને દુ:ખ આપેછે. એ દુ:ખથી અશુભ પરિણામ થાય છે. અને એ અશુભ પરિણામોથી ફરી અશુભ કર્મોનો

બંધ થાય છે. જો શુભ કર્મોનો ઉદય થાય તો તેથી અનેક પ્રકારની ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે અને લાલચો ઉત્પન્ન થાયછે, જેથી ફરીને ફરીથી અશુભ કર્મોનો બંધ થાયછે, જેથી ઘાંચીની ઘાણીના બેલ જેવી સ્થિતિ થાય છે. ફરી ફરીને ત્યાંનો ત્યાંજ આવીને ઉભો રહે છે, તેથી કર્મોનો નાશ કરવો એજ આત્માને કલ્યાણકારી માર્ગ છે. કર્મોના નાશથીજ આત્માને અનેક સુખની પ્રાપ્તિ થાય છે. ૩૯.

आतंकपावकशिखाः सरमावलेखः
स्वस्थे मनागमनसि ते लघु [illegible] न्ति ।
तत्कालजातमतिविस्फुरितानि पश्चा-
ज्जीवान्यथा यदि भव[illegible]कुरुषेऽपि [illegible]ते ॥४०॥

અર્થ—હે જીવ! તું ભયંકર રોગમાંથી થોડોકજ નીરોગ અથવા સુખી થવાથી પોતાના મનમાં નવીન નવીન તરતની અનુભવમાં આવેલી તે દુઃખદ રોગરૂપી અગ્નિની જ્વાળાઓને ઘણોજ જલદીથી ભૂલી જાય છે. જો તું રોગની પીડાના સમયે ઉત્પન્ન થયેલા વિચારોને યાદ કરે કે "જો હું આ ફેરા આ રોગથી બચી જઇશ તો અવશ્યજ ધર્મનું સેવન કરીશ." એવા વિચારોને ન ભુલી જાય, એ વિચારો તને સુખના સમયમાં પણ યાદ રહે તો ફરીથી તને પાપોનું ઉપાર્જન કદી થઇ પણ નહિં શકે.

ભાવાર્થ—આ જીવ દુઃખ અથવા રોગ કે આકુલતાના સમયમાં તો વિચાર કરેછે, કે જો હું આ દુઃખમાંથી છુટીજાઉંજ તો જરૂર ધર્મનું સેવન કરીશ. યાત્રા, દાન વિગેરે કરીશ પરંતુ જેવું તે દુઃખ ચાલ્યું જાય છે રોગ મુક્ત થાય છે કે તરતજ તેની સાથે સાથેજ તે વિચારોને પણ ભુલી જાય છે અને ફરીથી ઇંદ્રિયોના સુખોમાં તલ્લિન બની જાય છે. જો દુઃખથી મુક્ત થયા પછી પણ એ જીવને તેના તે વિચારો કાયમના કાયમ રહે અને તે પ્રમાણે ધર્મસેવન વિગેરે શુભ કાર્યો કરતો રહે તો ફરીથી તે જીવ નહિ તો કદી પાપોનું ઉપાર્જન કરી શકે, કે નહિ કદી દુઃખી થઇ શકે. એટલું થાય તો પછી આ જીવ જલદીથીજ કર્મોનો નાશ કરીને અનંત સુખ પ્રાપ્ત કરી શકે છે, તેથી ધર્મસેવન કરવાની અભિલાષા કે ખરી આત્મઅભિલાષા છે તેજ હરહમેશાં પોતાના હૃદયમાં ધારણ કરવી જોઇએ. અને તેને અનુસાર હમેશાં ધર્મનું સેવન કરતા રહેવું જોઇએ." ધર્મ કરત સંસાર સુખ, ધર્મકરત નિર્વાણ, ધર્મપંથ સાધન વિના, નરતિર્યંચ સમાન. ધર્મજ સંસારમાંથી નીકળવાનું ખરૂં સાધન છે ॥ ૪૦ ॥

# (૧૧) धर्म भावना.

श्रद्धाभिसन्धिरवधूतवहिः समीह—
स्मरभावसायसलिलाहितमूलबन्धः ।
आत्मायमात्मनि तनोति फलद्वयार्थी
धर्मं तमाहुरमृतोपमसस्यमाप्ताः ॥४१॥

અર્થ—હે જીવ ! જે આત્માએ સમ્યક્ દર્શનને ધારણ કરેલું છે. પંચેંદ્રિયોના વિષયોની બધી ઇચ્છાઓ જેણે દૂર કરી દીધી છે એટલે પાપરૂપી ક્રિયાઓને ત્યાગ કરવારૂપી ચારિત્રને જેમણે ધારણ કરી રાખ્યું છે તથા સાત તત્વ, નવ પદાર્થ, છ દ્રવ્ય, પંચાસ્તિકાય વિગેરે તત્વોથી સમ્યક્જ્ઞાન રૂપી સંસારની તૃષ્ણાને દૂર કરવાવાળા જળવડે જેણે પોતાની જડ (વૃક્ષનાં મૂળ) માં સીંચન કરી રાખ્યું છે એટલે જેણે સમ્યક્દર્શન સહિત સમ્યક્જ્ઞાન ધારણ કરી રાખ્યું છે અને જે સ્વર્ગમોક્ષ એ બન્નેની પ્રાપ્તિરૂપ ફળનીજ ચાહના રાખે છે. જે કંઇ કરે છે તે સ્વર્ગમોક્ષની ઇચ્છામાંથીજ કરે છે બીજી કંઇ સંસારી કાર્યોની ઇચ્છાથી નહિં, એવો આ આત્મા પોતાના આત્મામાં જે કાંઈ ક્રિયાઓ કરે છે તેને સર્વજ્ઞ દેવે ધર્મ કહેલો છે તેજ ધર્મ અમૃતની માફક ફળ આપવાવાળો છે.

ભાવાર્થ—સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્

ચારિત્રને ધારણ કરનાર આત્મા ફક્ત સ્વર્ગ મોક્ષની ઇચ્છાથી પોતાના આત્માામાં લીન થઇને જે કંઇ ધ્યાન, તપ વીગેરે ક્રિયાઓ કરે છે તેને સર્વજ્ઞ દેવ ધર્મ કહે છે. એવા આ સંસારસમુદ્રમાં જહાજ સમાન ધર્મને ધારણ કરવાથીજ આ જીવ સમસ્ત કર્મોને નાશ કરીને ભસ્મ કરીને અજર અમર પદ પ્રાપ્ત કરીલે છે અને અનંત સુખી થઇ જાય છે. ૪૧.

**मैत्रीदयादमशमागमनिर्वृतानां**
**बाह्येन्द्रियप्रसंगवर्जितमानमानाम् ।**
**विद्याप्रभाप्रहतमोहमहाग्रहाणां**
**धर्मः परापरफलः सुलभो नराणाम् ॥४२॥**

અર્થ—મારાથી બધા જીવો સુખી રહે એવા ભાવોને **મૈત્રી ભાવ** કહે છે. બીજાનું હિત કરવાની પ્રવૃત્તિને **દયા** કહે છે. પંચેંદ્રિયોને જીતવી, વશમાં રાખવી તેને **દમ** કહે છે. ઉત્તમ ક્ષમાને **શમ** કહે છે. અને ભગવાન સર્વજ્ઞ દેવના વચનોને **આગમ** કહે છે. જે જીવ મૈત્રી, દયા, દમ, શમ અને આગમને ધારણ કરવાથી અત્યંત આનંદની પ્રાપ્તિ પામ્યો છે અથવા મૈત્રી, દયા, દમ, શમને અને આગમને અનુસરીને ધારણ કરીને જે પરમઆનંદને પ્રાપ્ત થયા છે તથા જેનું મન સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, શબ્દ,

પાંચો ઇંદ્રિયોના વિષયોમાં પાંચો ઇંદ્રિયોની પ્રવૃત્તિઓને કદીપણ વશ થવા દેતા નથી અને જેઓએ સર્વજ્ઞ પ્રણીત શાસ્ત્રોના મહાત્મ્યથી મોહ તથા અજ્ઞાનરૂપી મહાપિશાચને નાશ કરી દીધો છે એવો મનુષ્ય મોક્ષ અને સાંસારિક સુખ આપવાવાળા ધર્મને ઘણી સારીરીતે સુગમતાની સાથે ધારણ કરી લે છે.

**ભાવાર્થ**—સ્વર્ગમોક્ષને આપવાવાળો એ સર્વોત્તમ ધર્મ એવાજ મનુષ્યો ધારણ કરી શકે છે કે જેઓ બધા જીવોમાં મિત્રતાની ભાવના ધારણ કરે છે. બધાને મિત્રજ ગણે છે, દયા પાલન કરે છે, કોઇ જીવને દુ:ખી જોઇ દયાથી તેનું હૃદય દ્રવે છે. ઇન્દ્રિયોને વશમાં રાખે છે, ઇન્દ્રિઓના નચાવ્યા નાચતા નથી, ઉત્તમ ક્ષમા ધારણ કરી ક્રોધ રૂપી ઢેડાને જીતે છે, શાસ્ત્રોનો અભ્યાસ કરે છે, પોતાની ઇંદ્રિયોને કોઇપણ વિષયોમાં લાગવા દેતા નથી, વિષય લંપટ થતા નથી, અને શાસ્ત્રોનું પઠન પાઠન કરી અજ્ઞાન અને મોહ રૂપી રાક્ષસને હઠાવી દે છે. ૪૨

**इच्छाः फलैः कलयति प्ररूणद्धि बाधाः**
**सृष्टेरसाम्यविभुरभ्युदयादिभिर्यः ।**
**ज्योतींषि दूतयति चात्मसमीहितेषु**
**धर्मः स शर्मनिधिरस्तु सतां हिताय॥४३॥**

અર્થ—જે ધર્મ સ્ત્રી પુત્ર, ધન, ધાન્ય, આરોગ્ય વિગેરે શુભ ફળ આપીને જીવોના મનોરથોને પુરા કરે છે, આત્મ અભિલાષાને તૃપ્ત કરે છે, જે શારીરિક માનસિક અને આગંતુક દુઃખોને દૂર કરે છે, જે રાજ્ય સંપદા વીગેરે વિભૂતિયોને આપીને સંસારમાં પોતાનું અનુપમ સામર્થ્ય પ્રગટ કરે છે, જે આત્મા ઇષ્ટ (વહાલું) અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત સુખ, અનંત વીર્ય રૂપ અનંત ચતુષ્ટયોને સારૂ શ્રુત જ્ઞાન, અવધિ જ્ઞાન, મનઃપર્યય જ્ઞાન, રૂપી દૂતોને મોકલે છે અને જે સુખોનો નિધિ છે એટલે ભંડાર છે, એવો એ જગત્પ્રસિદ્ધ ધર્મ સજ્જન અને વિદ્વાન લોકોને મોક્ષ આપવાવાળો છે.

ભાવાર્થ—એ ધર્મજ બધી ઇચ્છા અને મનોભિલાષાને પૂર્ણ કરવાવાળો છે. એ ધર્મજ તમામ દુઃખોને દૂર કરવાવાળો છે. એ ધર્મજ સામર્થ પેદા કરવાવાળો છે. એ ધર્મજ સુખનો ખજાનો છે. અને એ ધર્મજ અનેક રીદ્ધિ તથા અનંત ચતુષ્ટયને પ્રાપ્ત કરાવનાર છે. સજ્જન અને આત્મહિતૈષી લોકોએ ખચીત એવો ધર્મ ધારણ કરવોજ જોઇએ કે જેથી જલદીથી મોક્ષ પ્રાપ્તિ થઇ જાય. ૪૩.

देहोपहारकृतपैः स्वपरोपतापैः

कृत्वाध्वरैश्वरमिषं विदलन्मनीषाः ।

**धर्मैषिणो य इह कैचन मान्यमाज—**
**स्ते जातजीवितधियो विषमापिबन्ति ॥४४॥**

**અર્થ**—આ સંસારમાં કેટલાયે બુદ્ધિહીન જડરૂપ મનુષ્ય એવા છે કે જે કહેનાર, સાંભળનાર, કે વાપરનાર સર્વને કમાકમાટી ઉપજાવે તેવી **તલવાર દ્વારા** સ્ત્રી પુરૂષ અગર પશુઓને મારીને ચઢાવવા, અથવા વેદોને પ્રમાણ માનીને યજ્ઞ વિગેરેમાં પશુઓને હોમવા, વીગેરે પાપરૂપ ક્રિયાઓદ્વારા યજ્ઞ કરવા, અથવા મહાદેવની કે દેવી વીગેરેની પુજા કરવાના બહાનાથીજ ધર્માત્મા બનવા ચાહે છે પરન્તુ ખરીરીતે વિચાર કરી જોઇએ તો મનુષ્યો જીવવાની ઇચ્છા રાખીને ઝેર પીયે છે.

ભાવાર્થ—યજ્ઞમાં કોઇપણ જીવને હોમવો, અથવા કોઇ દેવ અગર દેવીપર કોઈ પશુને પક્ષીને મારીને ચઢાવવું એ પાપ છે–**ધર્મ નથી.** કેમકે હિંસા કરવાથી કદીપણ ધર્મ થઇ શકતોજ નથી. હિંસાથી તો પાપજ થાય છે. અથવા એમ કહેવું જોઇએ કે હિંસા બધા પાપોની જડ છે. જે લોકો કોઇપણ પ્રકારથી હિંસાને ધર્મ માને છે તેઓ જીવવાની અંતર ઇચ્છાથી વિષ પીવાને ચાહે છે. “અહિંસા પરમો ધર્મ.” **અહિંસારૂપ ધર્મજ આત્માનું કલ્યાણ કરનાર છે,** બીજો કોઇ નથી. ॥ ૪૪ ॥

येऽन्यत्र मन्त्रमहिमेक्षणमुग्दधोषाः
शर्वैषिणः पुनरतः शिवतां गृणन्ति ।
ते नावि तारणदृशो दृशदोऽवलम्ब्य
दुष्पारमम्बुधिजलं परिलंघयन्ति ॥ ४९ ॥

અર્થ—જે પુરૂષ સર્વજ્ઞ વીતરાગ પ્રભુને છોડીને બીજા મતોમાં મંત્રતંત્રની મહિમા જોઇને મોહિત અગર અજ્ઞાની થઇ જાય છે અને શિવમત કે બીજા મતોને માનવા લાગે છે તથા તેનાથી વળી સ્વયંમુક્ત થવાની ઈચ્છા કરે છે. તે પુરૂષો એમ સમજે છે કે "વહાણુ મનુષ્યોને પાર ઉતારી શકે છે એવી બુદ્ધિજ માત્ર રાખીને પથ્થરની મદદવડે અપાર મહાસાગરના જળને પાર ઉતરી જવા ચાહે છે.

જેવી રીતે એ મનુષ્ય પથ્થરની સહાયતાથી, પથ્થરના નાવડાથી સમુદ્રથી પાર ઉતરી શકતો નથી તેવી રીતે કોઇપણુ જીવ વીતરાગ સર્વજ્ઞદેવનો બતાવેલો પ્રાચીન મત છોડીને બીજા હિંસારૂપ ધર્મને માનનારા મતોનું પાલન કરવાથી કદીપણુ મુક્ત થઇ શકતા નથી, એનું પણુ ખરૂં કારણુ એ છે કે વીતરાગ થયા વગર કદીપણુ કષાય અથવા વિકાર છુટી શકતા નથી અને કષાયોના છુટયા સિવાય આ જીવ કદી પાપોથી બચી શકતો નથી તેથી પાપોથી

બચવાનો માત્ર એકજ ઉપાય કષાયોનો ત્યાગ કરવો એજ છે. તમામ પ્રકારના કષાયોનો પુરેપુરો ત્યાગ અને નાશ થવાથીજ આ આત્મા અનંન્ત સુખી થાય છે. મિથ્યા ભાષણ અને મિથ્યા ઉપદેશ અજ્ઞાન અને રાગ દ્વેષથી થાય છે. જે વીતરાગ અને સર્વજ્ઞ છે તેનો ઉપદેશ કદી પણ મિથ્યા નથી થઇ શકતો એટલે ખોટો નથી થતો. તે તદન સાચો અને ઉપયોગીજ હોય છે. તેથી સર્વજ્ઞ વીતરાગનો કહેલો અને બતાલેલો મોક્ષ માર્ગ—મોક્ષ મેળવવાનો રસ્તો એજ ખરો રસ્તો છે. એથીજ આ આત્માનું કલ્યાણ થઇ શકે છે, બીજી રીતે નહિં. સર્વજ્ઞ વીતરાગ સર્વજ્ઞ વીતરાગ થવાનોજ ઉપદેશ આપે અને તેજ સુખગાય અવસ્થા છે, તેથી એજ મત યથાર્થ છે, ખરો છે, સત્ય છે અને તેનુંજ પાલન કરવાથી જીવનું કલ્યાણ થઈ શકે છે, બીજાથી નહિં ૪૫.

धर्मश्रुतेरिह परत्र च येऽविचाराः
संदिह्य तामसदृशः सततं यतन्त ।
दुग्धाभिधानममताविलबुद्धयस्ते
दृष्टा न जातु हितवृत्तिरनन्तरायाः ॥४६॥

અર્થ— જે લોકો શ્રી જીનેંદ્ર દેવના અનુયાયી કેહેવડાવવા છતાં પણ આ મતને યથાર્થ રૂપથી નથી માનતા, રાત

દિવસ ધર્મ શ્રવણ કરવા છતાં પણ અરિહંત દેવોના પ્રરૂ-પેલા મતમાં અને અન્ય મતોમાં ખરેખરૂં જુદાપણું અને ભેદભાવ નથી સમજતા, તેમાં હમેશાં સંદેહ-ભ્રમ કરતા રહે છે અને તેમ છતાં પણ તે મિથ્યા દ્રષ્ટિ લેવા રૂપમાં ધર્મ પાલન કરવાની ચેષ્ટા (દંભ) રાખે છે. તેઓ ફક્ત નામ માત્ર દુધની સમાનતા રૂપ ભ્રષ્ટ બુદ્ધિને ધારણ કરીને અવશ્યજ ગાયના દુધને ભરોસે આંકડાનું દુધ પીવાને તૈયાર થઇ જાય છે.

ભાવાર્થ—જે પુરૂષ ફક્ત દુધ એવું નામ સાંભળીને અથવા દુધ સફેદ અને પાતલું હોય છે એવું જાણીને સફેદ અને પાતલું દુધ જેવું દેખાતું આંકડાનું દુધ ગાયના દુધના બદલામાં પીયે છે તે અવશ્યજ મૂર્ખ અને અવિચારી કહેવાવાને યોગ્ય છે. એવી રીતે જે મનુષ્ય અરિહંત દેવના કહેલા ધર્મમાં અને બીજા ધર્મોમાં કંઇ અંતર નથી સમ-જતા, ખરૂ ખોટું નથી તપાસતા, કયો ધર્મ સારો છે આ કે પેલો અથવા બંન્ને એવા પ્રકારના જે સંદેહ કર્યા કરે છે, તેઓ પણ વાસ્તવમાં મિથ્યાદ્રષ્ટિ છે. એવી અવસ્થામાં તેઓનું ધર્મ પાલન કરવું પણ કંઇ ફાયદાકારક નહિં. તેથી આત્મ કલ્યાણ ચાહનારા પુરૂષોએ. (મનુષ્યોએ) સર્વજ્ઞ વીતરાગ દેવનો બતાવેલો જે સાચો ધર્મ તેનુંજ પાલન કરવું જોઇએ. કેમકે એજ યથાર્થ મોક્ષ માર્ગને બતલાવવા વાળો છે, બીજો નથી. ૪૬.

अज्ञस्य शक्तिरसमर्थविधेर्भिदोष-
स्तौ चारुचेरियममू तुदती न किंचित् ।
अन्धांघ्रिहीनहतवांछितमानसानां
नूनं गवार्करसपानपरा भवन्तु ॥ ४७ ॥

અર્થ—અજ્ઞાની અથવા મિથ્યાજ્ઞાની પુરૂષને ચારિત્ર નથી થઈ શકતું, અને ચારિત્રહીન પુરૂષને સમ્યક્જ્ઞાન અને સમ્યક્ ચરિત્ર નથી થઇ શકતું. એ મિથ્યા દર્શન સમ્યક્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર બંન્નેને પીડા રૂપ છે એટલે બંન્નેને થવા દેતું નથી. જેવી રીતે આંધળા, લંગડા અને ઇચ્છા વિનાના મનુષ્યોનું હિત નિર્વિઘ્ન રીતથી થયેલું કદી જોવામાં નથી આવતું.

ભાવાર્થ—જેવી રીતે આંધળા, લંગડા અને આળસુ અથવા મરજી વિનાના મનુષ્યોનું હિત નિર્વિઘ્ન રીતથી નથી થઇ શકતું તેવી રીતે મિથ્યા દર્શન, મિથ્યાજ્ઞાન, અને મિથ્યા ચારિત્ર ધારણ કરવાવાળાને અથવા સમ્યક્ દર્શન રહિત, સમ્યક્જ્ઞાન રહિત, અને સમ્યક્ ચારિત્ર રહિત પુરૂષને મોક્ષની પ્રાપ્તિ કદી નથી થઇ શકતી, મોક્ષની પ્રાપ્તિ એ ત્રણ રત્નોની પૂર્ણતાથીજ થાય છે. એ નથી મળતી ફક્ત સમ્યક્ દર્શનથી, એ નથી મળતી ફક્ત સમ્યક્ જ્ઞાનથી, કે નથી મળતું ફક્ત સમ્યક્ ચારિત્રથી. એ તો

ત્રણેની પરિપૂર્ણતા થાય ત્યારેજ-ત્રણે રત્નો સાથે એકત્ર થાય ત્યારેજ થઇ શકે છે. એનાથી ઉલટાં મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન, અને મિથ્યાચારિત્રથી તો કદીપણ કાંઇપણ રીતથી નથી મળી શકતી તેથી સિદ્ધ થાય છે કે ધર્મનું ખરૂં સ્વરૂપ રત્નત્રયજ છે. બીજું નહી. (૪૭)

चार्व्वौ रुचौ तदुचिता चरणे च नॄणां
दृष्टार्थसिद्धिरगदादिनिषेवणेषु ।
तस्मात्परापरफलाद्धर्मकामा
सन्तस्त्रयानुगमनीतिपरा भवन्तु ॥४८॥

અર્થ—જેવી રીતે કોઇ રોગી પુરૂષ તે રોગને દૂર કરનારી ઔષધિને સારી રીતે જાણતો હોય, રૂચીપુર્વક તે કડવી ઔષધને પણ પીવાની ઇચ્છા રાખતો હોય અને વળી રૂચિ પૂર્વક તેને પીવામાં પણ કાળજી રાખતો હોય ત્યારેજ તે પોતાના રોગને દુર કરી શકે છે. નહિ તો નહિ. તેવી ... સમ્યક્ દર્શન સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણે બરાબર હોવાથીજ મોક્ષ રૂપ કાર્યની સિદ્ધિ થઇ શકે છે. નહિ તો નહિ. તેથી જે માણુસ એ સ્વર્ગ મોક્ષ આપવાવાળા ધર્મનું પાલન કરવા ચાહતો હોય તેણે સમ્યક્-દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર એ ત્રેણેનું સ્વરૂપ સારીરીતે જાણી લેવું જોયએ.

ભાવાર્થ—वनशिखिनी

અર્થ—જેવીરીતે બળતાં વનમાં એકલો આંધળો માણસ પણ નથી બચી શકતો, કે નથી બે પગ વિનાનો પાંગળો બચી શકતો. એ અગ્નિમાં નથી દેખતો પણ બચી શકતો કે નથી તે અગ્નિપર અવિશ્વાસ રાખવાવાળો પગ અને આંખોવાળો બચી શકતો. તેવીરીતે નથી એકલાં સમ્યગ્-દર્શનથી કર્મ નષ્ટ થઇ શકતાં, કે નથી સમ્યક્જ્ઞાનથી થઇ શકતાં કે નથી સમ્યક્ચારિત્રથી. પરંતુ સમ્યક્દર્શન; સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણેના મળવાથી–બરાબર પૂર્ણ હોવાથીજ મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે, બીજી રીતે નહિ. ૪૮.

---

# (૧૨) बोधिदुर्लभ भावना

सांसारसागरमिमं भ्रमता नितान्तं
जीवेन मानवभवः समवापि दैवात् ।
तत्रापि यद्भुवनमान्यकुले प्रसूतिः
सत्संगतिश्च तदिहान्धककर्तकीयम् ॥४९॥

અર્થ—અપ્રત્યક્ષ દેખાઇ રહેલા ચતુર્ગતિ રૂપ સંસાર-સાગરમાં અત્યંત પરિભ્રમણ કરનારા આ જીવને આ

દુર્લભ મનુષ્ય જન્મ મોટાં મોટાં પુણ્ય કર્મોના ઉદયથી પ્રાપ્ત થયો છે. એ મનુષ્ય જન્મ મળી ગયા છતાં પણ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય એ ઉત્તમ કુળોમાં જન્મ થવો અને મહામુનિ જેવા ઉત્તમ અને સજ્જન પુરૂષોનો સમાગમ થવો એ આ સંસારમાં આંધળાના હાથમાં બટેર પક્ષી મળી જવાના સમાન અત્યંત દુર્લભ છે.

ભાવાર્થ—આ સંસારમાં પ્રથમ તો મનુષ્ય જન્મજ મળવો અત્યંત દુર્લભ છે. કેમકે સંસારમાં અનંત જીવરાશી ભરેલી છે. તેમાં આ મનુષ્ય જન્મજ ઉત્તમ છે. કેમકે મોટાં પુણ્ય કર્મના ઉદયથીજ તે પ્રાપ્ત થાય છે. કદાચિત એવાંજ કોઇ પુણ્ય કર્મના ઉદયથી એ મનુષ્ય જન્મ પ્રાપ્ત પણ થઈ જાય તો જેવી રીતે કોઇ આંધળો માણસ બન્ને હાથોથી તાળી વગાડે અને તેનાં બન્ને હાથોની વચમાં બટેર પક્ષી આવી જાય એવીરીતે આંધળાના હાથમાં બટેર આવવું કઠણ છે તેવીરીતે ઉત્તમ કુળમાં જન્મ મળવો-થવો અને ઉત્તમ દુનિયાનો સમાગમ મળવો પણ અત્યંત કઠણ છે—અત્યંત દુર્લભ છે. ૪૯

कृच्छ्राद्वनस्पतिगतेश्च्युत एष जीवः
श्वभ्रेषु कल्मषवशेन पुनः प्रयाति ।
तेभ्यः परस्परविरोधिमृगप्रसूता-
वस्याः पशुप्रतिनिभेषु कुमानवेषु ॥५०॥

**અર્થ**—જો કે આ આત્મા સ્વાનુભૂતિથી પ્રત્યક્ષ થવા વાળો છે તો પણ તિર્યંચ ગતિમાં પરિભ્રમણ કરતાં એને અનંત કાળ વીતી જાય છે. ત્યાંથી નીકળવું એને માટે અત્યંત કઠણ થઇ પડે છે. કદાચિત્ બહુ કઠિણાઈથી મહેનતથી ત્યાંથી નીકળી પણ આવે તો વળી પાપ કર્મના ઉદયથી નરકમાં જઇને પડે છે અને કેટલીયેવાર તિર્યંચ થઇને ફરીફરીને સાતે નરકોના ભારે દુઃખોનો અનુભવ કરે છે. વળી ત્યાંથી નીકળીને સિંહ, હાથી, વાઘ, હરણ, બિલાડી, ઉંદર, નોળીઓ, સાપ, મોર, બાજ, કબુતર, વીગેરે પરસ્પર વિરોધ રાખવાવાળા જાતિ વિરોધી તિર્યંચ ગતિના જીવોમાં જન્મ લે છે અને વળી ફરીને ત્યાંથી પણ નીકળીને પશુઓની માફક રહેવા વાળા કુભોગ ભૂમીયોના મ્લેચ્છ મનુષ્યોમાં જન્મ લે છે.

**ભાવાર્થ**—પ્રથમ તો નિગોદમાંથી નીકળવું એજ અત્યંત કઠણ છે તેમ છતાં ત્યાંથી નીકળ્યો તો વળી પૃથ્વી, જળ, તેજ, વાયુ, વનસ્પતિ• કાયોમાંથી નીકળીને ત્રસ પર્યાય મળવી અત્યંત દુર્લભ છે. ત્રસ પર્યાયમાં પણ .બે ઇંદ્રિય તે ઇંદ્રિય અને પંચેન્દ્રિય પશુઓમાં બહુજ દિવસો સુધી પરિભ્રમણ કર્યા કરે છે ત્યાંથી નીકળતો વળી નરકમાં જઇને પડે છે ત્યાંથી ફરીને તિર્યંચ થાય છે. ફરી નરકમાં જાય છે એવી રીતે એ બન્ને ગતિયોમાંથી નીકળવું અત્યંત કઠણ કામ છે. કદાચિત્ કોઈ શુભ યોગથી નીકળ્યો અને મનુષ્ય ગતિ પ્રાપ્ત થઇ તો પશુઓની માફક રહેનાર કુભોગ

ભૂમિયોમાં જઇને ઉત્પન્ન થાય છે; એવી રીતે આ જીવ ચારે ગતિયોમાં પરિભ્રમણ કર્યા કરે છે. ૫૦

**संसारयन्त्रमुदयास्तघटीपरीतं**

**सातानतामसगुणं भृतमाधितोयैः ।**

**इत्थं चतुर्गतिसरित्परिवर्तमध्य-**

**मावाहयेत्स्वकृतकर्मफलानि भोक्तुम् ॥६१॥**

**અર્થ**—આ સંસાર એક પ્રકારનું રેંટમાળનું યંત્ર છે. એની ચારે તરફ સૂર્યના ઉદય અને અસ્તરૂપી ઘડા (પાણી ભરીલાવવાના નાના મોટા ઘડા) લાગી રહેલા છે. ઘણા મોટા પાપોનો સમુહજ એને ચલાવવાની લાંબી અને મોટી દોરી છે. માનાસક દુઃખરૂપ અગાધ જળથી એ ભરેલો છે અને નરક તિર્યંચ મનુષ્ય દેવ એ ચારે ગતિરૂપ નદીના જુવાળના મધ્ય ભાગમાં એ યંત્ર લાગેલું છે એવા સંસારરૂપી ચક્રને પોતે કરેલાં પુણ્ય પાપરૂપ કર્મોના સુખરૂપ ફળોને ભોગવવા માટે ઉપરના ૫૦ મા શ્લોકોમાં કહ્યા પ્રમાણે ચારે ગતિયોમાં ભ્રમણ કરતો આ જીવ સદા ચલાયમાન રહે છે.

**ભાવાર્થ**—આ જીવ જે ચારે ગતિયોમાં ભ્રમણ કર્યા કરે છે તે માનો આ સંસારયંત્રને ચલાવ્યા કરે છે. જો એનું આ પરિભ્રમણ બંધ થઇ જાય તો એના જન્મ-મરણરૂપ સંસાર અને સંસારના દુઃખ સર્વે બંધ થઇ જાય એથી એ દુઃખોથી બચવાને માટે આ જીવે આગળ લખ્યા મુજબ રત્નત્રયની પ્રાપ્તિનો ઉપાય કરવો જોઇએ. રત્નત્રય પ્રાપ્ત કર્યા વગર આ જીવ કદિપણ સુખી થઈ શકતો નથી. ૫૧

**आतंकशोकभयभोगकलत्रपुत्रै-**
**र्यः खेदयेन्मनुजजन्ममनोरथाप्तम् ।**
**नूनं स भस्मकृतधीरिह रत्नराशि-**
**मुद्दीपयेदतनुमोहमलीमसात्मा ॥५२॥**

**અર્થ**—આ મનુષ્ય જન્મ અનેક મનોરથોથી પ્રાપ્ત થયો છે. જે મનુષ્ય આ મનુષ્ય જન્મને પામ્યા છતાં માત્ર રોગ, શોક, ભય, ધન ધાન્યાદિક ભોગ, સ્ત્રી પુત્ર વગેરે દ્વારા ગુમાવી દે છે તેનો આત્મા પ્રબળ મોહથી મલીન થઇ રહ્યો છે અને તે માત્ર રાખોડીને માટે બહુ મૂલ્ય અનેક રત્નરાશિઓને બાળી નાંખે છે.

**ભાવાર્થ**—આ સંસારમાં મનુષ્ય જન્મની પ્રાપ્તિજ અત્યંત દુર્લભ છે તેને પામ્યા છતાં જે મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ નથી કરતા, ધર્મ સેવન નથી કરતા, માત્ર ધન કમાવા તથા કુટુંબનું પાલનપોષણ કરવામાંજ રચ્યા પચ્યા રહે છે તે સૌથી વિશેષ મૂર્ખ છે. અત્યંત પ્રબળ મોહનીય કર્મના ઉદયથીજ તેઓ આ પ્રમાણે જન્મને નિરર્થક ખોઇ રહ્યા છે પરંતુ આ પ્રકારે મનુષ્ય જન્મ ગુમાવી દેવો એ માત્ર રાખોડીને માટે કિંમતી રત્નોને બાળી દેવા જેવું છે કેમકે એકવાર ગુમાવ્યા પછી ફરીથી મનુષ્ય જન્મ થોડાજ મળે છે એ માટે આ મનુષ્ય જન્મને પામીને ધર્મસેવન કરવું અને રત્નત્રયની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યનું કર્તવ્ય છે ને એથીજ આ મનુષ્યજન્મ સફળ થઇ શકે છે અને બીજી રીતે નહિ. ૫૨.

बाह्यप्रपंचविमुखस्य शमोन्मुखस्य
भूतानुकम्पनरुचः प्रियतत्त्ववाचः
प्रत्यक्प्रवृत्तहृदयस्य जितेन्द्रियस्य
भव्यस्य बोधिरियमस्तु पदाय तस्मै ॥५३॥

અર્થ—જે ભવ્યજીવ વિષય કષાયરૂપી બાહ્ય પ્રપંચોથી પરાઙ્મૂખ છે તેનો આત્મા શાંત છે અથવા જેનાં પાપ-કર્મ (દર્શન મોહનીય કર્મ) ઉપશમ થવાવાળા છે, જે સર્વે પ્રાણીઓની દયા પાળવામાં ગાઢ શ્રદ્ધા રાખે છે, જેની વાણી કાનોને અમૃતસમાન મધુર લાગે છે અને યથાર્થ તત્ત્વોનું નિરૂપણ કરે છે, જેનું હૃદય પરમાત્માના સ્વરૂપ-માંજ તલ્લીન રહે છે અને જેણે પોતાની સર્વે ઇંદ્રિયો વશ કરી છે એવા ભવ્યજીવને માટે આ રત્નત્રયની પ્રાપ્તિ તે જગતપ્રસિદ્ધ મોક્ષરૂપ પરમપદને આપવાવાળી હો.

ભાવાર્થ—આ સંસારમાં રત્નત્રયની પ્રાપ્તિ થવીજ ઘણી દુર્લભ છે અને તે ઉપર લખેલા ગુણોથી આલંકૃત ભવ્ય જીવનેજ પ્રાપ્ત થાય છે એ માટે રત્નત્રય પ્રાપ્ત કરવાને આ મનુષ્યે વિષયકષાય છોડીદેવા જોઇએ, સર્વે જીવો પ્રત્યે દયા રાખવી જોઇએ, આગમ પ્રમાણે વચન કહેવા જોઇએ, જિતેંદ્રિય બનવું જોઇએ અને પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ. એવું કરવાથીજ એને રત્નત્રયની પ્રાપ્તિ થશે અને રત્નત્રયથી મોક્ષ પ્રાપ્ત થઇને આ જીવ સદાને માટે અનંત સુખી થઇ જશે. ૫૩.

બાર ભાવનાનું સ્વરૂપ સંપૂર્ણ.

